માતપિતા ભગતિ કરું ઘણું." કુંયર ન આણિ કાયરપણું.
કૂડ મંત્ર તે ન કરિ, [1]કહું, મહેશ રૂપ વલી એકજ થઇઉં.
ચંગાવતી ભણિ, "સાહ! સુણુ.. ઘરિ તેડિઉ[2] કૂંયર આપણું.
ઉપરિવાડિ કરજે સાદ, પંડિઉ મનિ ધરિશે વિખવાદ.
સેઠિ રહિઉ સેરી આંતરિ, [3]સરલિ સાદિ સો હાવા કરિ.
"ખડીઉ પાટી [4]મૂંકિઉ ઠામિ, આવુ, પુત્ર! ઘરિ છિ કામ."
સાદશ્રુતિ જવ શ્રવણ [5]સુણી, ચેલઇઉ ચાલિઉ ઘર ભણી.
જઈ જણણીનિ લાગુ પાય, "હુઇ કામ તે કહિયો, માય!"
તવ ચેલઇઉ બોલિ હસી, "કહુ વાત તુમ્હ હીયડિ વસી.
ધનિ દિહાડુ માહરુ આજઃ માયબાપનિ આવું કાજિ.
માતપિતા હાથિ જે મરિ, લેઈ મંશ [૧]રખિ ભોજન કરિઇ.
તેહ પુરુષનૂં ભાયગ ઘણૂં: પછિ મરણ ટલિ આપણૂં.
સત જોઇ શંકર રસાલ. સાત[6] વરસનૂં નાહનૂં બાલ.
મહેશ મનિ વિમાશ ઘણૂં. જોઉ સત્ત બહુ બાલક તિણૂં.
લક્ષણ બત્રીસ ઊપિ અંગિ, મુખ સલૂણુ, રૂપ સુચંગ
કેલિગર્ભ જિસિઉ ચંપકવાનિ, કનકવેઢિલા લહિકિ કાંનિ.
પાએ કડલાં રૂપાનાં રોકિ, શર ચોટીક લિહિકે ચાબખી.
કોટી માદલીઉં સોના તણૂં, નયણ નાશિંકા દીપિ ઘણૂં.
તે બાલક દેખી ઊપજિ દિયા; તુહિ શેવ ન કરિ મયા.
સાવ સલખિણ રૂપિઇ સરિઉ. કહિ, વાં સુર કંદર્પ અવતરિઉ.
કહિ ચેલઇઉ, "મ લાઉ વાર, લેઈ ખડગ ગલિ બાહુ ધરિ.
"ઋષિ ભૂખ્ખા" ઇમ બોલિ બાલ, "અતીથનઇ થાઇ અતિકાલ"
×ખડગ લેઈ સાહ ખાલિ ફિરિઉ.ડાવિ હાથિ સાહ ચોટિઇ શર ધરિઉ.

---

૧ રક્ષે
1 કોઈ...હોઈ 2 તેડુ 3 સરલા સાદ સાહ તવ કરિ 4 મેહલુ
5 પડી...ચડવડી
6 સત જોઇ સવ સંકર સાર
× લેઈ ખડગ તઇ પાખલિ ફિરઈ, ડાવઇ હાથિ ચોટી ધરિ. કનક,

શર છેદિઉ. હંસ હુઉ વિશ્રામ. કુંયર વધિઉ. ભણિઉ 'જય રામ.'
લેઈ મસ્તકિ સીકિ ધરિઉઃ હુઇ સાનધિ શર, જુગતું કરિઉં.
શરીર સુંપી સ્વામીહાથિ મસ્તકિ રાખિઉ આપણિ હાથિ.
અતીથદ્રષ્ટ જવ શીકિ પડી, તવ કોપિ બોલીઉ કાપડી.
"એહ મધ્યમ નહીં ખાઉં અમ્હે. હતૂં શર તે રાખૂં તુમ્હે.
ઉત્તમ કરુ." "મ કરા, કાપડી! ગલિ જનોઈ; કડિ કાછડી;
ધર્મ ધ્યાન તપ તીરથ કરુ; દુષ્ટ વયણ મુખિ કાં ઉચરુ?"
"બલિ મડાં જિહાં દાઝિ માંશ, તેણિ શમશાનિ માહારઉ વાસ.
જોગી રૂપે જગ માંહિ ફિરું, માહામાંશનૂં ભોજન કરું."
"કલિ માંહિ રહી અમ્હે સિઉં કરું? લેઈ શર સાથિ હુતાશન કરું.
પુત્રમસ્તક અમ્હનિ આધાર. સિઈં મસ્તક માંહિં દીઠઉં સાર?"
કરી કષ્ટ [1]હરિ હીયડુ હસિ, "ચ્યારિ તત્વ તે મસ્તકિ વસિ.
જિહ્વા જાણિ સર્વ સવાદ, શ્રવણ સાંભલિ સઘલિ નાદિ,
નયણ નાટિક દીસિ ઘણાં, નાક સમાણાં પરિમલ તણાં,
બોલિ વાણી વવેક વિચાર; ઘટ સઘલા માંહિ મસ્તક સાર.
દૂધ [2]સૂત તમ્હ, વાચા પાલિ; લેઈ મસ્તક ખાંડિઈં ઉખલિ.
જોઉ અંગ માય તુ આદર કરુઃ નહીંતરિ વેગિ ઉતર કરુ.
બેટઉ ઘણાં બેહુ જણૂં; પુત્રવયોગ ગાઉ ખાંડણઉં.
જો તુમ્હ નિયણે આંસૂ પડિ, તુ ઘરિ ભોજન કોઈ નવિ કરિ.

## રાગ દેશાખ.

મસ્તકિ ઉખલિ ધરી પુત્ર પ્રશંસા માય
જેણિ હાથિ પુત્ર હુલાવતી, તેણિ મસ્તકિ મહેલી ઘાઉ રે!
પુત્ર ચેલઈયા! રે!

હીઉં ન ફાટિ કારિમૂં બેહુ દખ બાઢૂઆ બાલ. કુંયર.
બાપને બોલિં, બાલૂયડા! તે કિમ જાંણિ ઘરસૂત્ર! રે!
બોલત ભાખિઉ તિ, બાલૂડા! 'મય જાણિઉં ઘર મરણ.'
ન બીહતુ, હો, પુત્ર! કુંયર.

---

૧ કષ્ટ ૨ શ્રૂત.

વાટી નઇ ખાંડિ, ગઇ ખાંડણાં—તે, તઉ કરમ તણઉ વિપાય
જેણઇ મુખિ ધાંન ખવરાવતાં, તેણઇ મુખિ વાજઇ ધાય કુંયર.
દુખ–સુખની વેલા લહિ—તે ભોગવાવિ કર્મ
વાસુ ભણિ, સત્ય ફલીસિ, આડઉં થાસિ હો ધર્મ. કુંયર.

## રાગ દેશાખ

મસ્તક ઊખલા માંહિ ધરિઉં રે ! પુત્ર પ્રસંસઇ માય.
જિણિ હાથિ હૂલાવતી, રે ! તિણિ હાથિ મેલ્હઇ ધાય.
નાન્હડીયા ! તું વિણ અવર ન કોઇ,
ઇમ સુણ્ણ, રે સાજણ સહુ કોઇ,
બાલૂયડા ! હૈડું ન ફાટઇ કાંઈ ?
મુઝ દુખ, બાલૂયડા ! અતિ ઘણૂં રે ! વેદન અંગિ ન માઇ. બાલૂયડા.
ઘરનૂં સૂત્ર કુણ રાખસિ? રે ! પુત્ર ! અમ્હ સૂનું સંસાર.
પુત્ર વિણ ઘડી દોહિલડી રે ! અહ્મે હૂયા નિરાધાર. બાલૂયડા.
બેટાનિ ખાંડઇ ખાંડણે રે ! મુખિ મેલ્હઈ નીસાસ.
અતિથિદાન સફલ હુજ્યો રે ! મહેસર પૂરસિ આસ. બાલૂયડા.
દસ મસવાડા ઉદરિ ધરિઉ રે ! બહુલ ધવારિઉં ધાન.
કર્મ તણી ગતિ જોઇજ્યો રે ! પુત્ર આમિષ દીધું દાન. બાલૂયડા.
સુખ દુખ હૈડઇ નાણીઇ રે ! ભોગવીઇ કૃત કર્મ
દાનફલ સફલ હુજ્યો રે ! આડું થાસિ ધર્મ. બાલૂયડા.

## ચુપઈ

રખિ ! કહિઉં, તે કીધું અહ્મે. ઊઠુ આયસ, આરોગો તુહ્મે.
શિર ખાંડી કીધું સાલણૂં. કરુ, ક્ષુધારથી ! પારણૂં.
મહેશ મનિ વિમાસિ ઘણૂં, “ કરી કૂડ થાકઉ આપણૂં.
વિક્રમ કામ કરાવિયાં ઘણૂં. સત્ય ન મેહલઇ એ આપણૂં”.
તવ ઇશ્વરનિ ઊપનું મર્મ: જઉ કિવારિ ચૂકઇ ધર્મ.
કરું કૂડ મનિ ધરીનિ રોસ, વાંઝીયા તણૂં ચડાવૂં દોસ.

"નહીં જમૂં", અભ્યાગત ભણિ, "નહીં છોરું, સાહા! ઘરિ તુહ્ન તણિ.
જેહ કુલિ છોરુ નવિ હોઇ, તે સરિખું મઇલુ નવિ કોઇ.
મઇલુ મૂલ વિણા સારંગ જાતિ માંહિં મઇલું માતંગ.
મઇલુ, વીવાહ જેણિ ભાંજીઉ, એતલા સમુ મઇલુ વાંઝીઉ."
હાથ ઘસિ સાહ, હૈયું હણિ, "પોતિ પુણ્ય નહી આપણિ.
ઉછિ પુણ્ય કાં હું અવતરિઉ ? હૂઈ હાણિ. અરથ નવિ સરિઉ."
ચંગાવતી ભણિ, "સાહા! સુણ. નહીં વિણસિ અરથ આપણ.
એ વિમાસણ મ કરુ, સેઠિ! સાત માસ મુઝ પુરા પેટિ.
ઉદર ફાડી દિખાડું બાલ. કિમ ભૂખિઉ જાસિ કૃપાલ ?
એહ વાત છઇ પાધરી, છોરું દિખાડું. આણુ છુરી."
છેદિ કૂખ, જવ લેઈ છુરી, તવ ઈશ્વરિં જઈ બાહિં ધરી.
હપણઇ ધાઉ. તસ ઝાલઇ હાથ, 'માગિ. માગિ વર.' કહિ જગન્નાથ.
ઈશ્વરિં રૂપ આપણૂં ધરિઉં. પૃથવીપીઠ તે બયસણૂં કરિઉં.
નિખિત્રમાલ શરિ પૂજા ચડી, નવ ગૃહ મણિમુગટ્ટે સિઉં જડી.
ચંદ્રાર્ક્ક વાહ્નિ ત્રણિજ અંગિ, શરિ ગંગા, અમયા અર્ધાંગિ,
વૃષભ વાહન, નિવા શગ હાર. પ્રતિપ્ખ થ્યા. શેવક કીધી સાર.
તવ હરિ શંકર બોલિ હસી, "ભગત ભણી મિઈ જોયા કિસી.
ફૂડ કપટ્ટ બહુ કીધૂં ઘણૂં, સત્ય ન મેહલૂં ત્રિહુંઇ આપણૂં.
સત્ય સાહસીક, સેઠિ! તૂં ઘણું. માન ન મેલ્હિઉં તુહિ આપણૂં.
ચંગાવતી! શતી તૂં સાર, કુંયરશત્ય ન જાણૂં પાર."
ત્રુઠઉ શંકર સાહસીક ભણી, "માગુ વર ઇછા આપણી."
"સિઉં વર માગૂં હવિ? અનંગ તુ વધિઉ કુંયર, જે વાહલુ હતુ.
ફૂડ કરી મરાવિઉ બાલ. દોહલી, દેવ! પેટની ઝાલ."
"આગિ ફૂડ નહી આપણિં, તાહરુ કુંયર તે નેશાલિ ભણિ."
"કહુ, શંકર! એ કિમ સાચૂં હોય?" "ન માનુ તો જોઉ સોય."
જિહાં જોઇ તિહાં દેખિ અંગ્ન, "હવિ, મહેશ! અમ્હ માનિઉં મંત્ર"
"હઇડિ ગેલટ્ટ આણી ઘણૂં ભેટિઉ કુંયર પુત્ર આપણૂં,

બોલાવિઉ જે હેજિ માયાં ધરિ, સાદ્ કરિ "જિમવા આવો ધરિ."
તુ બાપિ પુત્ર બોલાવિઉ જિસિં, ચેલઈઉ ધરિ આવિઉ તિસિં.
હસી આલિંગન દીધૂં પુત્ર, હરખવદન હુઆ માવિત્ર.
ઇશ્વર તૂઠો. ઉછ્છવ થઇઉ. ધરિ આવિઉ કુંઅર 'ચેલીઉ.
ભગત ભણી સેવ કીધી સાર. નગરલોકિ વરતિઉ જયકાર.
ધરિ ધરિ ગુડી, મંગલ ચ્યારિ કુંયર વધાવા આવિ નારિ.
તલીયાં તોરણુ, વંનરમાલિ, માહા મહોછવ નગર મઝારિ.
અંગણિ વેદ વિપ્ર ઉચરિઇ ચારણુ ભાટ્ટ કલ્યાણુ જ કરિ.
ધવલ મંગલ દીઇ સોહાસણી, વાજિ ભેર, ભૂંગલ બહુ ધણી,
મઠ દેઉલ જે દેવહ તણા. હરખિ ઉલટ્ટ વધામણાં.
ગાઇ વાય વાજિત્ર ધણાં. નાટિક નૃપ આગલિ પેખણાં.
"અંદ્ર ભણિ, "અમ્હે કરિસિંઉં વેઠિ. અંદ્રાશનિ બયસારિઉ શેઠિ.
'ભગત ભણી અમ્હે કરિસૂં ત્રેઠિ,' વિષ્ણુ ભણિ, 'મોકલિસિઉં વૈકંઠ.'
શેવ ભણિ, "મુઝ રાખુ પાસિ. સત્યવાદી, વાસુ કૈલાસ."
"અંદ્ર કરિ અંદ્રાશનિ રાજિ. વિષ્ણુ ભવન નહીં માહરિ કાજિ.
નહીં આવૂં (તમ) મંદિરે, એવડૂં કૂડ તુમ્હારિ ધરે.
જરા મરણુ નવિ દીસિ ચક્ષ, નગર સહિત વાસુ અંતરક્ષ.
તિહાં પૂરિ અંન્નપાન જ ધણા, ભોજન ભગતિ, શાકસાલણાં,
ભજિ ભોગ, બહુ પ્રીમલ ધણા, ભગતિ તણી નહી મણા.
ઋષિમાગદ હરિચંદહ નામ; તેહ જમલિ મુઝ દેયો ઠામિ.
[1]જુ તૂઠો કૈલાશહરાય, એક વર મુઝ કરુ પસાય."
તવ ત્રુઠો હરિ લીલ વિલાશ, નગર સહિત તિહાં દીધુ વાસ.
શોક દુખ મનિ નવિ ધરિઇ, સહુઇ સુખિ તિહાં રાજજ કરિ.
ધર્મકથા જે શ્રવણે સુણિ, જાઇં પાપ તસ વૈષ્ણવ ભણિ.
સાંભલતાં સુખ પામિ સોય, બંધવ પુત્ર વિયોગ ન હોય,
સુણી કથા જે દીઇ દાન, નરનારી તે ગંગ સન્માન.
જાઇ તીર્થ જાત્રફલ લહિ. કર્ણકથા કવિ વાસુ કિહિ.

---

૧ તુ

# કનકસુંદરકૃત

## સગાલશાહ રાસ

સકુલ સુરપતિ (૨) નમઇ જસ પાય,
ચુવીસઇ તિથેસર, તાસ નામ હું ચિત્તિ ધ્યાઉં.
સરસતિ સામિણિ મનિ ધરી સગુરુ શુદ્ધ પરસાદ, પાઉ.
સત્વ સરંગુ, ગુણ સબલ, તસ્ન ધારક વર્ણવ્યોસ.
વંશિ વિશુદ્ધઉ તે હૂઉ, નિરમલ કુલ, ગુણ સ્યોસ.

દૂહા

આગમ વેદ પુરાણમાં ધરમાધરમ વિચાર
ભાખ્યઉ દેવે પૂરવઇ. સો સૂણતાં સુખકાર.
ચિહું ભેદે તે આયસુ: કવણ કવણ તસ નાંમ?
દાન સીલ તપ ભાવના; ધરતાં સીઝિ કામ.
ચિહુ માહિ કુણ મૂલગુ ધરમ તણઉ સણગાર?
દાન ધરમ સમ કો નહિ. મહિમા નાવિ પાર.
પરમેસર મુખિ મૂલગિ ભાખિ પ્રથમ જિણંદ.
સભા સમુખ્યિ સુણઇ સહુ પણિ કીધઉ ભરત નરિંદ
ચરમ જિણેસર વલી કહિઃ દિન્ન તણઉ અવદાત.
શ્રેણિક પુછઇ, કહઇ પ્રભુ, જે છિ જગવિખ્યાત
જિનશાસનિ પરસાસનિ કર્ણકથા સુવિસાલ.
હેતુ દાન સુવર્ણનું દરિદ્ર તણું જે કાલ.
અન્ન સમાન ન દાન કો, પરગટ પૂરઇ આસ.
લાભ ઘણુ જગિ જાણીઇ, અખય ઠાંમઇ હૂઇ વાસ.

कन्या च कपिला धेनु वाजि हेम मही गृहं
महिषी वस्त्र शिय्या च अन्नदान विना वृथा

તે ઊપરિ સંબંધ એક સગાલસાહનુ ચંગ,
જિ સુણતાં સજ્જન પ્રતિ ઊપજઇ બહુલઉ રંગ.

## ચુપૈ

જંબૂદ્વીપ અનોપમ ઠાંમ. ભરતખેત્ર ખેત્રનું નાંમ.
પૂરવ પંથિ ગંગા મધ્ય દેશ. ધર્મનગર કહીઇ સુવિસેસ.
તેણિ નગરિ નહીં કીહુ જંજાલ. ગઢપાખલિ જિહાં સોભિત ખાલ.
કહીઇ નહીં પાડૂઉ દુકાલ. ધાન તણઉ તિહાં અતિહઇ સગાલ.
પંડિત બહુલા, જે વાચાલ. સોભિત નર દીસિં કુંચાલ.
મોટીઆર ગોરા મૂછાલ. માછી નવિ નાખિ તિહાં જાલ.
મોટા મંદિર મહા અટાલ. ક્ષત્રી સૂરા કર્મકઠાલ.
તસ્કરનઇ જુ મુંસ બિડાલ. મુનિજનનઇ તિહાં રૂડું ઢાલ.
હાથી સોહઇ બિહુ સુંઢાલ ઘરિ ઘરિ બાંધ્યા બહુ પ્રણાલ.
નાટક, નૃત્ય, ઘણી તલ તાલ. ઘરિ ઘરિ સોના રૂપા થાલ.
યુવરાજા તિહાં ઘણું મદાલ. રણસૂરા ચંચલ યોધાલ.
જલમા વૃદ્ધિ હુઇ કુજનાલ. શ્રાવક આદઇ લોક કૃપાલ.
રાજા અરીયણ કેરૂ કાલ. વનમા હરણી દીઇ બહુ ફાલ.
સહૂ હૂલાવઇ નાહ્નાં બાલ. મુનિમઠઇં ધર્મહચી ભાલ.
દીન દુઃસ્થની કરઇ સંભાલ. ફલફૂલિ કેરા દીસિ માલ.
લોક ઘણા છઈં મિત્ર મયાલ. કહ્લાડા ધુલા મછરાલ.
ગરઢપણઈં મુખિ નાવિ લાલ. નહીં બૂઢાપણ ધઉલા વાલ.
ઘણા વૃક્ષ દીસિ રસાલ. વિસ્તર નગર ભલું સુવિશાલ.
દેવલોક પરિ લોક સુંખાલ. નવિ દઇ લોક પ્રતઇ મહાઆલ.
વન રાખિ વારૂ વનપાલ. પાલઇ રાજ્ય સત્ય ભૂપાલ.
ચઉહૂટા, વાવિ, સરોવર સાર. જિનવર ઇસ્વર તણા વિહાર,
લોક સહૂનઈ બહુ વ્યાપાર, વસઇં નગરમા વર્ણ અઢાર.
વનિતા ચ્યારિ જાતિ સુઊમાલ. વાડી ફૂલફલઈ ઝમાલ.

વેદ વિપ્ર ઊચ્ચરઇ સુકુમાર. વારૂ વૈદ્ય વસઇં દાતાર.
નાગરવેલિ, શ્રીફલ, જલધાર, ફોફલાદઇ દીસઇ અનિવાર.
કનક કચોલા સુંદર ફાર રત્ન રેડ. નિત જયજયકાર.

તેણિ નગરિ છઇ સેઠિ બંગાલ. લક્ષ્મી કેરુ તે પ્રતિપાલ.
સાત પ્રીયાંની સંચી ઘણી. અગણિત દ્રવ્ય તણુ તિ ધણી.
તસ ઘરણી બંગાલી એક. દાન વિના તસ ઘણું વિવેક.
નર નારી સરિખાં બિ જણાં. કહઇનઇ નાપિ માંગ્યા ત્રણા.
એહવિ સ્વર્ગ થિકુ એક દેવ ચવી ઊપનુ તતક્ષણમેવ
બંગાલી કુખિ ગુણવંત. નામ સગાલ દીઇ સહુ સંત.
અનુક્રમિ યૌવનવેસિ હૂઉં: સુરગુર હૂજઉ દીસઇ હૂઉ.
પરણાવિઉ ચંપાવતિ નારિ. સા જેહવી રંભા અવતારિ.
પ્રીતિ પારવતી હર જેમ; ચંદ્ર રોહણી ક્રીડઇ તેમ.
સુખ વિલસઇં દો ગંદગદેવ. અહનસિ પ્રીઉની સારઇ સેવ.
સુખ ભોગવતાં સુત ઊપનુ નવ માસે પૂરઉ નીપનઉ.
શુભ લગ્નિ જનમ્યઉ તે બાલ. નામ ચેલીઉ. ગુણે રસાલ.
એહવઇ સેઠ બંગાલ અજાંણ દાન વિના તે મૂકુ પ્રાણ.
સગાલ સાહપદ પામ્યઉ તત્ર. ધર્મનગરીમાં હૂઉ પવિત્ર.
સાહ સગાલ ધરમ મન માંહઇં: લક્ષ્મી વાવરસ્યું ઉછાહઇં,
કૃપણ સાત પ્રિયા અહતણા; અપયશ બોલાણા તસ ઘણા.

અસઇ સમય નારદ આવીઆ. પુણ્ય પ્રસાદઇ રખિ પાંમીઆ.
ઊભા થઇ નમીઆ તસ પાય. ધર્માસીસ દીઇ રખિરાય.
કર જોડી સાહ પૂછઇં અસ્યું, "શુભ કારિજ મોરઇ મનિ વસ્યું.
કાંઇ ધર્મનઉ કુહુ ઉપાય, જેણઇ જીવ મોહિલઉ થાઇ.
ગુરુ વિણુ જીવ ન જાંણઇ મર્મ. ગુર વિણ કો ન લહઇ શુભ ધર્મ.
કાષ્ટપાષાણમઇ મૂરતિ ઘડી. ગુરવચને પરમાણે ચડી.
ગુરુ વિના નવિ લહીઇ વાટઃ સોના વિના નવિ સોભઇ ઘાટ,

રાજકુંયર વિના નહી પાટ. ગુરથ વિના નવિ સોભઇ હાટ.
તેહ ભણી અહ્મ કુહુ વિચારઃ કવણુ ધર્મ જગ માંહઇ સાર?"
ગુરુ કહઇ, ધર્મ "અનેક ઉદાર. તેહ તણા જાણુ વ્યવહાર."
કહઇ વ્યવહારી, "કહુ, ગુરુ, ભેદ જેણઇ શોભઇ આગમ વેદ."
ગુરુ કહઇ, "લોભ ત્યજઇ, વડ સાહ ! લોભઇં જીવ લહઇ ઘણુ દાહ.
લોભઇ જીવ મરી હૂઇ સાપ. લોભઇ વંચઇ સુતનઇં બાપ.
લોભઇ કુરવ ભાઈ ભડઇ. લોભઇ સાજનિ રસઉ પડઇ.
લોભઇ ભૂપતઇ ભૃગુટી થાઇ. લોભઇ સગાં શત્રુ કહઇવાય.
લોભઇ માયબાપ પરિહરઇ. લોભઇ કૂડી સાખ્યઉ ભરઇં.
લોભઇં તસ્કર પાડઇં વાટ. મારઇ બંભણુ, અબલા, ભાટ.
લોભઇ બ્રાહ્મણુ હેરાં કરઇ. સોએ અધમ હેઠિ કર ધરઇ.
લોભઇ પુત્રીનઉ દ્રવ્ય ખાઇ. લોભઇ મિત્ર વિરોધં કરાઇં.
લોભઇ થાપણુ મોસઉ કરઇ. લોભઈ અન મારગિ સંચરઇ.
લોભઇ લાલચિ મુનિજન ચવઇ. લોભઇ પાપ ઘણુઉં સંભવઇ."
શ્રેષ્ઠિ કહઇ, "હૂં લોભ નવિ ધરું જે ઉપદેશ દીઉ તે કરું.
સત્યવચનમઇ જે ધર્મ સાર, જેણઇ આવઇ ભવનુ પાર."
રષિ કહઇઃ "દયા ધર્મ જાંણીઇ સૂધઉ ધર્મ હઇઇ આણીઇ.

भारते उक्तं

यो दद्यात्कांचनं मेरु कृत्स्नं चैव वसुधरां
एकस्य जीवितं दद्यात् न च तुल्यं युधिष्ठर ॥
श्रूयतां धर्म सर्वस्वं श्रुत्वा चैवावधार्यताम्
आत्मनि प्रतिकूलानि परेषां न समाचारेत् ॥
कथं उत्पद्यते धर्मः कथं धर्मो विवर्धते
कथं च स्छापयेत् धर्मः कथं धर्मो विनस्यति ॥

कृष्णोवाच

सत्येनोत्पाद्यते धर्मः दयादानेन वर्धते
क्षमया स्छाप्यते धर्मः क्रोधलोभाद्विनश्यति ॥

હિંસ્યાવિણુ લક્ષણુ ધર્મનું, હિંસ્યા કીધઇ ફલ પાપનઉ,
તેહ ભણી જે ધર્માત્મા દયાઇં કહીઇ મહાત્મા.
દયાવંત દાન હૂઇ ઘણું. સ્યું વખાણું કીજઇ તેહતણું?"
સાહ કહઇં દાન મધ્ય કુણુ વડું, પુણ્ય તણું બંધાઇ થડું?
નારદ કહઈ. સાહ! સાંભલઇ ભેદ. કહૂં વાત તે માને વેદ.
અન્ય દાન લોભરથે કહ્યાં. પણિ તે વિબુધે નવિ સદ્દહ્યાં:
ખાસડ ધોતી કરવત યાંન શિજ્જા દાસી કેરાં દાન.
અવર દાન સ્યું કહીઇં કથી? અન્ન વિણ દાન પ્રૌઢઉ નથી.
અન્ન વિણ સજન ન સોહામણાં. અન વિન જન દીસિ દામણાં.
અન વિણુ કાયાઇ નવિ તેજ, અન્ન ઊપરું નહિ કો હેજ.

पंडितोक्ति ॥ यतः ॥

બંધવ સમાંન બલં નદી સમાંન જલં,
સ્ત્રી સમાંન હેજં સુરજ સમાંન તેજં.

બીજઉ કહઇ ઇમ નહી.

આપ સમાન બલં મેઘ સમાન જલં,
અન્ન સમાન હેજં ચક્ષુ સમાન તેજં

એહ ભણી હેજ બહુ અન્ન તણું વડું દાંન કહીઇ અન તણું.
અન્ન વિણુ કાલ ક્રોધ ઊપજઇ. અન્ન વિણુ દયામયા સવિ ત્યજઇ.
અન્ન વિણુ માય બાપ સવિ આલ અન્ન વિણુ લહુયા મેહલઇ બાલ.
અન્ન વિણુ સગાં સહૂ પરિહરઇ. અન્ન વિણુ નારી નેહ ન ધરઇ.
અન્ન વિણુ ધરતી વરતઇ પાપ. અન્ન વિણુ દાની મેહલિ આપ.
અન્ન વિણુ દેહઇ વાધિ રોગ. અન્ન વિણુ હૂઈ પુત્રવિયોગ.
અન્ન વિણુ ભૂપતિ મેહલિ માંમ. અન્ન દીધા વિણુ ન રહઇ નામ.
અન્ન પ્રસાદઇ વરતિ રંગ. અન્નઇ બહુલઉ દીસઇ જંગ.
અન્નઇ વયર સવિ વીસમઇં. અન્નઇ પાવક બહુલા નમઇં.
દેવ થયા; તુઠઇ અન્ન વરઇ, થાલી આદિ ઉછ્વ બહૂ કરઇ.

સિદ્ધ દેવ જે જિનવર થયા, અન્ન મૂંકી અલગા નવિ રહ્યા.
ઢોઇ આખે લોકહ મિલી. લોક કહઇ :એ પૂરઇ રૂલી.
રખિ કહઇઃ અભયદાન સુંદરું; પણિ એ અન્નદાંન છઇ ખરું.
તે ભણી અન્ન દાન દ્યુ તુહ્મે. સાચઉ ધર્મ ઉપદેસ્યુ અહ્મે."
કવણ તીર્થિ જઇ દીજઇ દાન? એ સાચઉં ભાખુ ભગવાન.'
નારદ કહઇ, "ઘરિ દીજઇ દાન, તુ લહીઇ મોટું સનમાન.

## દૂહા રામગિરિ

અતિથિ ધર્મ જે સાચવઇ, દેઇ જે અન્નહ દાંન,
માત પિતા સેવા કરઇ, તે પામઇ ગંગસનાંન.

श्लोक

**चोरो वा चांडालो वा शत्रो वा पितृघातकः**
**क्षुधार्थी दीयते अन्नं पुण्यं सर्वोत्तमं भवेत् ॥**

અતિથ દાંન દેઇનિ જમઇ. સાધુપાય અનુદિન નમઇ.
કામિત દાંન દીઇ પાત્રનઇં ભૂષણ સહિત વલી એકમનઇં.
ગૃહીધર્મ સુધુ સાચવિ. કૂડું કસ્યું મુખે નવિ ચવિ.
ના ન કહઇ માગ્યા પછી કિહ્માઇ.ગૃહી ધર્મ સાચઉ હૂઇ તિહ્માઇં."
કર જોડી સાહ બોલિ હસી, "એહ વાત મોરઇ મનિ વસી,
અતિથધર્મ સુધુ પાલસ્યઉં. તેહના દોષ સવે ટાલસ્યઉં.
અન્ન દાંન દેસ્યું પ્રારથ્યાં. એહ વચન આદરસ્યું કથ્યાં."
પડિવન્નું કીધું ગુરસાખિઃ સામી ! કૃપા ખરી મુજ રાખિ.

## દૂહા રામગિરિ

પાય લાગી ચંગાવતીઃ "અબલાની કરુ સાર.
ભગવન, ભવ ભય ભાંજવા મુજ કહુ ધર્માચાર.
નારીનઇ સ્યા ધર્મથી હૂઇ યશ વિસ્તાર?
કૃપા કરી તે દાખવુ, સ્વામી જગદાધાર.

નારદ કહઇ નારી પ્રતિ, "ભર્તાભગતિ કરેય.
પતિવ્રત ઊપહરુ. કસ્યઉ. નથી અનેરુ ભેય.
સતી ધર્મ એ જાણીઇ. ભગતિ કરઇ ભરતાર.
સ્ત્રીનઇં પતિ તીરથ સહી. સેવઇ હુઇ સુખકાર.

ચુપઇ

પતિનઇ દૂહવઇ જે પાપિણી, થાઇ સ્યાહિ અનઇ સાપિણી,
પતિ વંચીનઇ પોતઇ ખાઇ, તિ સ્ત્રી મરી ગિરહોલી થાઇ.
વચઇ પુઠિં ભરતારહ તણી, થાઇ ગર્દભી તે સુંખિણી,
ભાર વહઇ, ભોકરીયાં ખાઇ, વલી મરી નરગ માહઇ જાઇ.
પતિનુ કહ્યુ ન માનઇ જેહ, સુનીયોનિ સ્ત્રી થાઇ તેહ.
સસરુ સાસુનઇ ધરિ દ્રેઠિ, ધરમ તણી તસ પડસઇ વેઠિ.
પતિવ્રતા જે પાલિ નારિ, ત્રણિ પક્ષ તારઇ સંસારિ."
ચંગાવતીઇ તે પડિવજ્યઉં. એક વચન ચેલીઇ ભજ્યઉં:
"સ્વામી, સહૂ ઊપરિ શુભ ભાવ. સ્વર્ગનગરનું તું છઇ નાવ.
મુઝનઇ ધર્મ તણુ કહુ ભેદ, બાલકનઇ જે હૂઇ વેદ."
તુ વલતું રષિ આપઇ ધર્મ: માતપિતાનઇ સેવા મર્મ.
પિતા તણી મા લોપિસિ લીહ. માતા વચન માનેજો સહી
માતતાતનુ જે દીકિરુ અરહૂ બોલાવ્યુ જાઇ પરહુ,
પિતા તણું કહ્યું નવિ કરઇ, તે પાપિ દુર્ગતિમાં ફિરઇ.
માય દૂહવી જે તીરથ કિરઇ, તેહની યાત્રા નીષ્ફલ સિરઇ.
માતા દુહવી આવઇ જેહ, ગંગા ભણઇ, ન માનઉં તેહ.
જે નર માત પિતા પરિહરિ, સસ્વરપક્ષનઇં જઇ અણુસરિ,
વૃધકાલ મેહલિ માયબાપ, બ્રહ્મહત્યાદિક લાગિ પાપ,
માતા પુત્ર ઉદરમાં ધરઇ, જન્મકાલિ તે ઉછવ કરઇ.
મલ મૂત્ર ધોઇ ઇમ સદા, તેહનઇં નવિ દૂહવીઇ કદા.

માત પિતા જવ ગરઢા થાઇ, કરિ સેવ નઇ ધોઇ પાય.
અડસઠ તીરથનઉ ફ્લ તાસ, માતભગત હઈઇ હૂઇ જાસ.

यतः ।

गंगास्नानेन यत्पुण्यं नर्बदादर्शनेन च ·
तापीस्मरणमात्रेण तत्पुण्यं मातृदर्शनात् ॥

કહ્યાં કથન હઈયામાં ધરઇ.'' તવ ચેલઈઉ પ્રતિજ્ઞા કરઇ:
માતપિતાની લોપુ આણ તુ સ્યાપિ ઊગમતા ભાણ.
કહી નારદ ચાલ્યા તેણીવાર, શાહઇ માડયઉ શત્રુકાર.
પોષઇ અન્ન અઢારઇ વર્ણ, જિસ સોનુ દેતુ રા કર્ણ.
તેડઇ વ્યવસાઈયા વાણીયા, પોટલીયા જોરઇ આણીયા.
મારગિ જાતા બાહઇ ધરઇ. અતિ સનમાના ભોજન કરઇ.
અન્ન દીઇ ઉછવસ્યું એહુ સાહમીવછલિ સંતોખ્યું સહુ.
પ્રીતિ દાન તિહાં દીઅઇ ઘણું. તેહનઉ વિસ્તર કેતુ ભણું ?
જિમવા કાજિ મિલઇ બહુ જણા. અણઉલખીતા આવઇ ઘણા.
નાત્રિ, ગોત્રિ કો થાઇ સનાતિ. જમવા આવઇ ઉત્તમ જાતિ.
જિમણ સહુનઇ વાહલું હોઇ. જિમણ ન મેહલઇ વૈષ્ણવ કોએ.
જિમણ લીઇ બ્રાહ્મણ નીચનું, જિમણઇ હીસઇ શ્રાવકહીઉં.
પર્વ પજૂસણિ પોસહ કરઇ; જિમણ કાજિ દીસઇ તે સિરઇ.
જિહાં જિમાડઇ નહી પારણઇ, પોસહ કાજિ નાવે બારણઇ.
વૈષ્ણવ ગુણ ગાઇ અતિ ઘણા, જિહાં પ્રસાદ નારાયણ તણા.
જિમણ હુઇ તુ થાપઇ ધર્મ; નહીં તુ બોલઇ મોસા મર્મ.
એક વેગલા આવઇ પરદેસ જતી સતી જોગી દરવેસ.
પાર ન જાણું પંથી તણા. ચારણ ભાટ નગારી ઘણા.
ગાયણની ભાતિ નવનવી, આવઇ સાધ અનઇ સાધવી.
સંન્યાસી દિગંબર લોક. એક સ્વયંપાકી માગઇ રોક.
જોગી જંગમ મિલ્યા કાપડી, સાહ જિમાડિ પાએ પડી.
ખટ દર્શન સમાં ચીતવઇ. સગાલશેઠિ જમાડી જિમઇ.

મુહઇ ભાવઇ તે આપઇ સેઠિ. ઇછાભોજન પૂરઇ નેટિ.
અન્ન, પકવાન, પાન, સાલણાં, જે માંગિ તે પ્રીસઇ ઘણાં.
શત્રૂકારિ જિમઇ જન સહૂ દહી દૂધ ગુલ ધૃત તિહાં બહુ.
પરિઘલ ચિતઇં અપૂરવ દીઇ. અતીત અભ્યાગત પાઈ પીઇ.
ધરમ તણી નવિ લોપઇ લીહ. વરતઇ પુણ્ય રાતિ નઇ દીહ.
ચેલીઉ નીસાલઇ ભણઇ. તસ કીરતિ ઇંદ્ર લોકઇં સુણઇ.

ઢાલ

ઇણઇ અવસરિ ઇંદ્ર બઇઠઉ સભા પૂરી સંત.
નિજ ન્યાનસ્યું અવલોકતુ એ ભરત ભૂમિ મહંત.
તેણઇ નગરિં દેતુ દાંન દીઠઉ વાંણીઉ શુભ પઇરિ
અન્ન અવરી યાચકાંનઇ પાત્ર પૂરણથઇ રિ.
તસ પુણ્ય કેરુ પાર નાવિઇ જોયતાં લોચન ઘણે.
દઢ ચિત્ત દેખી દાંન ઊપરિ હરખ પામ્યુ નિજ મણે.
અહો અસંભમ વાત! દેખી ધૂણવઇ સિર નિજ તણું.
અહો અપૂરવ પૂરવઇ! ગુણ ઘણા. હું સ્યું ભાણું?
તવ દેવ પૂછઇ, કિસ્યું મનમાં, સ્વામિ, ચિંતન દાખવુ?
હરિ ભણઇ, ધર્મનગરિ દાતા. તસ ધર્મ મનમાં રાખવુ.
નહીં કોએ ભૂમઇ એહવઉ, જિ દ્રઢ પરિખ્યાઇ રહઇ.
એહ વયણ વલતું સાંભળી સોએ દેવ નવિ એ સદ્દહઇ.
કહઇ દેવઃ સ્વામી! સાંભલુ, એ અન્નકી ટક આજ
જઈ પરીક્ષા હૂં કરું, તુ જાણીઇ મહારાજ.
ઇંદ્ર કહઇઃ જઉ પશ્ચમઇં એ ઊદય હૂઈ દિણિંદ.
અંગાર સમવડિ કદા હૂઈ સાર પૂણ્યમચંદ,

ચુપઇ

દેવ કહઇ, માનવ સતવંત એહવા નુહઇં કોએ મહંત.
ઇંદ્ર કહઇ, પ્રથ્વી ગુણમયી ભલાભલી આગેરઇ કહી.

દેવ કહઇ,તે કિમ ? કહુ, સ્વામિ ! બોલઇ સુરપતિ, "પૂરવિ સુભ ઠાંમિ,
મગધદેસ દેસમાં સાર. પુર રાજગ્રહ આતહઇ ઉદાર.
તેણઇ નગરઇ શ્રીદત્ત ગુણવંત વસઇ વ્યવહારી શ્રીનઉ કંત.
ધન કેરુ નહી પાર. પવિત્ર. નવ ભેદે તે કર્યઉ એકત્ર.
પૂરણ લક્ષ્મી અંગ જ દોએ, ઘરિ નારીય સુસીલા" સોએ.
પતિ ભગતી જિમાડી જિમઇ, પ્રીઉ રમાડઇ તિમ રમઇ.
સુધાભાખિણી પુરી પ્રેમિ. દિનદિન સુખણી કુસલ ખેમિ.
સરી સુંદરી તેહનઉ નામ. રાખઇ ઘર કેરી તે માંમ.
ઘણું સોહિલઉ, કહીઇ કસ્યું ? લીલાઇ અતિ સુખ મનિ વસ્યું.
હવઈ તે સેઠ તણી સુણઉ વાત. ધનઇ કરી સઘલઇ વિખ્યાત.
પૂજી દેવ જિમઇ દિન પ્રતઇ. પ્રીસઇ નિજ નારી તિહાં હૈંતઇ.
સબલ સાચવણી ભોજન તણી કરઇ નારિ, તિહાં હરખઇ ઘણી.
પ્રીસી વાય કરઇ તિહાં ખડી. સેઠિ કહિ વાંણી પડવડી:
સુણિ, નારિ. મુજથી કુણ ભલઉ ? સુણી નારિ ચીંતઇઃ એ સ્યુ કલઉ ?
ઊતર નાપઇ નારી તેહ. પતિ સનમુખ બોલતાં છેહ.
જઉ કહઇઃ પ્રથ્વી માંહઈ હૂંઈ, પતિ દૂહવાઇ ધર્મજ તુહઇ.
જઉ હાજી હાજી ઇમ ભણઇ. તુહઇ ધર્મ ન રહઇ તેહ તણઇ.
ઇમ જાંણી અણબોલી રહઇ. સા પતિના હઇયામાં દહઇઃ
ન કરઇ ઊત્તર સ્ત્રી, તે કિસ્યું ? કાંઇ કૂડ હઇયામાં વસ્યું ?
તેણઇ દૂબલઉ તે થાઇ. તે પરિ નારીનઈ ન કહઈવાય.
ઘણુ પ્રેમ. પણિ ન ચવઇ મુખઇં. બિહુના દિન જાઈ ઇમ દુખઇં.
પણિ તે સેઠિ કહઇતુ નવિ રહઇઃ કુણ ભલઉ મુજથી ? સ્ત્રી ! કહઇ.
વિણ જબાપિ સ્ત્રી દુર્બલ થાઈ.' સાએ વાત ગ્રહઇ મંન માંહઇ.
ઇમ ઇક દિન આવ્યુ પરહૂણઉ ભાઈ તિહ શ્રી સુંદરિ તણઉ.
ભાઈ બહિનિ મિલ્યાં એકંતિ. દુર્બલ દીઠી બહઇનિ મહંતિ.
ભાઈ કહિ નિજ બહઇનરિ પ્રાંત, 'કાંઇ દૂબલી ? બોલઉ હિતઇં.
સ્યું દુખ છઇ તુજનઇ ? તે કહઇ. પતિ, સુત, દેઉર કે તુજ દહઇ?

કાંઇ વાંક નથી તુઝ ઘરિ. દુખ વિણ દુર્બલ નઉહઇ સિરિ.'
સા બોલી, 'ભાઈ! સુણિ વાત. કિમ કહઇવાઇ, છઇ નિર્ઘાત?
બાહરિ વાત કરઈં હૂઇ પાપ. તુહ્મ પૂછતાં સ્યુ થઉ જાપ?"
પુનરપિ પૂછઇ સો આગ્રહઇઃ ઉંડપણઉ સ્યું અતિ ઘણુ વહઇ?
ભગિની કહઇઃ ભર્તારહ તણી વાત કરઇ અપકીરતિ ઘણી.
પાંચ દોષ છઇ જૂહા તણા. તેણઇ અવગુણ હૂઇ ઘણા.
સહઇસા આલ ન દીજઇ કિમ્હઇ. છાંનઉ ગૂઝ ન કહીઇ તિહ્મઇં.
સ્વદુખ મંત્રભેદ જે કરઇ. મર્ખોપદેશઇં કો નવિ ટરઇ,
કૂડા લેખ લિખઇ જે જે કોએ, નરકિ જાઇ નરનારી સોએ.
તુઝ બહઇનેવી ભોજન કરઇ, તેણઇ સમઇં વાણી ઊચરઇઃ
મુજથી જગમાં ભલ જન કોઇ? કહુ, અબલા, જઉ કોએ હોએ.
સ્યું કરહું, કહુ, ભાઈ! હું પછઇ. ઊતર વિણ દેહ દુર્બલ અછઇ.
પતિ સાહમું કહુ કિમ બોલાઇ? હા કહઇતાં ધર્મ ફાંસુ જાઇ.

દૂહા

'બાઈ! સુણિ એક વત્તડી જઉ બોલી જાંણઇ ભેદ,
તુ દૂહવાઇ કો નહીં જાણે વાતહ વેદ.
વેધક ચતુર સુજાણ તે, જે વેધ્યા બોલઇ બોલ.
વેધ વિહૂણા બોલડા બોલણહારુ હોલ.
ઊત્તર પૂછઈ દીજીઇ (અનઇ) રોસ ન ધારઇ ચિંતિ,
તેહવા બોલહ બોલીઇ એ ઉત્તમની રીતિ.
તવ પ્રિય પૂછઇ એ યદા, તદા કહે એ વયણઃ'
ભલા ભલી પ્રથ્વી અછઇ. સાચઉં માંને સયણ.
બહઇનિઇં બોલ ખરુ ગ્રહ્યઉ બંધવ કેરુ સાર.
દિન બીજઇ શાલક સહ ભોજન કરઇ ભરતાર.
પ્રીસઇ પદમનિ પ્રેમસ્યું. ઊભી ઢોલઇ વાય.
(તવ) શ્રીદત્ત મુખિ બોલઇ અસ્યુંઃ મુજ સમ કુણ કહઇવાય?

થાકઇ શિખર ગાર, પેખઇ, સાહા તેણઇ કારણિ મનમાં ધખઇ.
તેણઇ નગરઇ એહવા છઇ ચાલિઃ વૃક્ષ ન છેદઇ. ન લીઇ છાલિ.
ચૂંનઉ નવિ થાઇ તેણઇ દેસિ. જણ લેવા જાઇ પરદેસિ.
તે લાવીનઇ કુહઇલ નીપાય. સોનાથી મુહૂંઘઉ થાઇ.
તેહની ખોટિ અછઇ તેણઇ સમઇ.તસ કાજઇ જણ ચિહૂંદસિ ભમઇ.
ચિંતઇ ધોરી સેઠ સુજાણઃ નામ રાખવા એ છઇ ઠાંણ.
કસ્તૂરી ગારઇ કીજઇ. પુણ્ય તણું ફલ તુ લીજઇ.
તેડયા કસ્તૂરીના ધણી, પૂછઇ સેઠ તે લેવા ભણીઃ
"કેતી કસ્તુરી તહ્મ તણઇ? સુણતખેવ સહૂઇ રણઝણઇ.
શ્રીદત્તના બોલ્યા વાણુત્ર; શત પંચઇ મણ આણી અત્ર.
લાવઉ ભરતીઉ, કહઇ તે સાહ, મૂલ કહીં નઇ લેજો લાહ.
આણી દેખાડયઉ કાગલ તેહ. સેઠિ કહઇ, ધિણ તોલિઇ ગેહિ
આણી નાખઉ ગારા ઠામિ, જિમ આવઇ ગારાનઇ કામિ.'
'તરુઉં લેસ્યું એહનઇ સાટિ એક વખારિ થકી, નહીં ઘાટિ.
આપીસઇ સઘલું એ માટિ, ત્રપુ તણી બહુલી છઇ પાટિ.
કહિતખેવ મૃગમદ લાવીઆ, વ્યાપારી સબલા ફાવીયા.
કસ્તૂરીનઉ ગારુ કર્યઉ. ધોરી સેઠ તણુ જીઉ ઠર્યઉ.
નીપાયુ પૂરુ પ્રાસાદ. કરી પ્રતિષ્ઠા ગમ્યઉ વિષાદ.
ધોરી સાહા તણુઉ જશ ભૂરિ વિસ્તરીઉ જિમ ગંગાપૂરિ.
શ્રીદત્ત સાહ તણા વાણુઉત્ર માગે તરુઉં થઈ એકત્ર.
ધોરી કહઇ નિજ સેવક પ્રતઇઃ આપઉ તરુઉ એહનઇ હતઇ.
જઇ વખારઇ તરૂઉં દીઇ. તોલી તોલી તે પણિ લીઇ.
ઘડી દોએ તરુઉં તિહાં ઘટયઉં: આ દેવાલું સ્યુ ઊમટયઉં?
પ્રચ્છન્નગમઈ જઈ પૂછઇ એક. 'તરૂઆનઉ તુ આવ્યુ છેક.
મધ્ય વખારઇ રૂપઉ ભર્યઉ અછઇ, સ્વામિ, એકઠઉં કર્યું'.
સેઠિ કહઇ 'તરુઆ સાટઇ દીઉ. રખિ જાણઇ પણિ જૂઠઉ કીઉ.
ઝાંખુ દેખી જઉ પૂછઇ ભેદઃ ઢાલ દોએ ઉછા છઇ વેદ,
કંડ ઢલામણિ કડ સાથઈ કરી દેઈ લાજ રાખે મોખરી.'

તિમ કીધઉં તેણે વાણઉત્રિ, લખી ભરતીઉં દીધઉં પત્રિ.
તે લેઈ આવ્યા નિજ ગામિં શ્રીદત્ત નામઇ જે છઇ સ્વામિ.
આણી કાગલ આપ્યુ હાથિ. વાચઇ સેઠ તિહાં નારી સાથિ.
કસ્તૂરીસ્યું તરૂઉં ગ્રહ્યઉં, જિ જિમ નીપનૂં તે તિમ કહ્યુઉં.
નારી કહઇઃ દેખાડઉ તેહ. તવ તરુઉં આણ્યું નિજ ગેહિ,
ઘડી દોએ રૂપું પેખીઉં. સેઠાણીનઉં મન હરખીઉં.
આ સ્યું લાવ્યા સેવક, તુમ્હે? કસી સીખ દીધી તે અહ્મે,
કહઇ વાણુત્ર, ન જાણ્યું ભેય. તરૂઆ ઠામિ એ દીધ એય.
અણજાંણ્યુ અહ્મે તોલી લીઉં. આ સહુઇ તિહાંકણિ સાખીઉં.
જૂઉ રજત રખાવ્યઉ ઠામિઃ પાછઉં મોકલીઇ તેણિ ગામિ.
ઇમ ચિંતવી રહ્યઉ સહુ કોએ. ભલા ભલી પ્રથ્વી છઇ. જોએ.
શ્રીદત્ત સેઠિ લહ્યુઉ સંકેત; માન વહું તે કેહૂ હેત?
મુજથી એ મોટઉ વાણીઉ. મનસાસ્યું સાચઉ જાણીઉ.
હવઇ આદ્યુ તે સુણઉ અવદાત ઘોરી સેઠિ તણી સી વાત?
તેરહીયાં ઘરિ આવ્યાં વાહાણ. સોલહીઆનૂં પૂછ્યઉં ઠાણ.
તે કહઇ, ન મિલ્યા અહ્મનઇ તેહ, અતિ આરતિ અહ્મારઇ દેહ.
સુણતાં સેઠનઇ વિભ્રમ ભયુઃ સ્યું ભીસમાચાર તસ થયુ?
અતિ આરતિ ઘોરી સાહા કરઇઃ બૂડાં વાહાણ. ન પુહુતાં ઘરઇ.
રહ્યઉં ન સાહઇ ઘરમાં કિહાઇ. છોરૂં ઉપરઇ મન ન વિરમઇ.
ચિત્રણ નારિ ઘરે છઇ તાસ. ચિત ચિંતા લહ્યઉ ઉદાસ.
કહઇવા લાગીઃ કાંઇ મ કરુ. ધન ઘરમાં તે હઈડઇ ઘરુ.
પત્તિ કહઇ વાહાણમાં ધન ઘણું. સુદ્ધિ વિણ સાચઇ હું કણમણું.
સ્ત્રી કહઇ કોડિ બિ ચ્યારઇ ખરી માહરઇ છઇ. તે લેજો પરી.
મુજ આભર્ણ જડયાં માણિકે તે મ મ જાણઉ જે પારકે.
ઘોરી ધનપતિ કહઇઃ સી વાત? તે ધન વિણ કઇં ન રહઇ ઘાત?
ઇમ દિન બિહું ચિહુંનઇ અંતરઇ કીહઇ જાવા વિમાસણ કરઇ.
ઊપાયું તીરથનું કામ. રથ જોતરી ચલાવ્યા તામ.

સાથઇ બઇ વાણુઉતર લીધ. તિહાંથી પ્રગટ પીયાણું કીધ.
ધન ઉચાટઇ ગહઇલા પઇરિ રતિ નહઇ પોતાનઇ ઘઇરિ.
ધન વિણુ દાન પુણ્ય નવિ થાઇ. ધન વિણુ મહૂત મામ સવિ જાઇ.
ધન વિણુ સગાં સહોદર ટલઇ. ધન વિણુ મોટાના મદ ગલઇ.
ધન વણિ કાલઉ કૂછિત ભણઇ. ધન વિણુ ઉંચાનઇ અવગણઇ.
ડાંડ સહુ કહઇ તેહનઇ મિલી. ધનહીણાની વાત ન ગલી.
ઘણું જિમઇ તુ નંદઇ સહુ: ન જિમાય તુ બોલઇ બિહુ.
કહીઇ ન દીઠઉં, તુ સ્યઉં જિમઇ? ધન વિણું અવસરિ ચિત્તિ કમકમઇ.
તેહ ભણી ચાલ્યઉ પરદેસિ. જોતુ જાઇ ગામ નવેસ.
ઇમ કરતાં તે પુરિ આવીઉ શ્રીદત્ત વાસિ વસઇ ભાવીઉ.
તેણઇ નગરિઇં રથ ખેડઇ યદા ચઉહુટુ જોતુ જાઇ તદા,
ધોરી સાહનઉ રથ પેખીઉ. એક પુરષ જોતુ જાઇ હરખીઉ.
શ્રીદત્તનઉ તે સેવક હિઉ કસ્તૂરીગ્રાહક તે લહુ.
જઇ શ્રીદત્તનઇં કહિઉ વિચારઃ દીઠઉ એક અસંભમ સાર.
ધોરી સાહ આવ્યઉ છઇ અંત્ર, એહ અસંભમ સ્યું અક્ષત્ર?
શ્રીદત્ત સાહ કેડિ જઇ મલ્યઉ. સઘલે વાણુઉત્રે તે કલ્યઉ.
સ્વામી ! આવઉ ઘરિ આપણઇ. આ લક્ષ્મી તુહ્મચી થાપણઇ,
કસ્તૂરી તઇ ગારઇ કરી. તુઝ કીરતિ તિહુઅણઇ વિસ્તરી.
ધોરી કહઇ, હું નહીં તે લોક. તહ્મે મ કહુ અણુજાણઇ ફોક.
અતિ આગ્રહઇ આણ્યઉ નિજ ઘરઇ. ઊતારઇ રાખ્યુ શુભ પઇરિ.
કસ્તૂરી હાટ મેહલ્યાં મોકલ્યાં. આપઉ અન્ન જોઇઇ તે ભલાં.
સેઠિ સવામણ લઇ ખીચડી ચોખા દાલિ સંબલ પડવઠી.
ધૃત દસ સેર અણાવઇ ભલું. જિમતાં અન્ન દીધ એતલું.
સવામણીઉ નામ પ્રસીદ્ધ. વલહૂટી એ બોલાવા કીધ.
પાછલિ દિનિ કેતે આવીઆં. ઘરનાં માણુસ આણંદીઆં.
પારેવઉ ચીઠી લાવીઉ. ઘરનારઇં તે બોલાવીઉ.
વહાણુ આવ્યાની વધામણી દીઉ, જિહાં હૂઇ ઘરધણી.

આંઢિ પહ્લાણા સબલા જેહ. ચાલ્યા જિમ આસાઢા મેહ.
પગઇ પગઇ આવ્યા તેણઇ ગ્રામિ, સવામણીઉ જિહાં છઇ સ્વામિ.
દેખીનઇં હરેખ્યા વાણુઉત્ર. પરગટ કીધા સાહાજી તત્ર.
શ્રીદત્ત સહઇત સવે માનવે, કરઇ ભગતિ વસ્ત્રે નવનવે.
ઘણું વખાણુઇ સહુકો મલીઃ દૂધ માંહઇ જિમ સાકર ભિલી.
ધંન ધન સેઠ. વખાણુઇ સહુ. જોવા મિલીઉ પરિજન બહુ.
દુખ પડઇ જે રાખઇત ધર્મ તે છૂટસિ અનંતાં કર્મ.
ધનદુખઇં ધરથી નીસર્યંઉ; દાન તણું ગુણ નવિ વીસર્યંઉ.
અતિ સનમાન્યઉ નગર નરેસિ. વસ્ત્ર દેઇનિઇ પૂરી સેસિ.
ભલાભલેરી પૃથ્વી લહી શ્રીદત્ત સાહ રહિઉ ગહઇગહી,
મિલી હલી ચાલ્યુ નિજ દેસિ. ખરચી લક્ષ્મી નગરપ્રવેસિ.
દાન પુણ્ય તિહાં બહુલા કરી, દેઈ સુતનઇં નિજ ઘર સિરી,
છિહડઇ કાજ કરૂ આપણું. ઘોરી સેઠિ લહઇ સુરપણું.
સુરપતિ કહઇ તે નિર્જર પ્રતઇઃ ઇમ શુભ ભાવ તણી બહુ છતઇ
ભલાભલી પ્રથ્વી કહઇવાય. તેણઇં ભૂતલ પાવન થાય.

ઢાલ પવાડુ

તુ સત્યસંધઇ સદા ગિરૂઇં આદર્યું વ્રત એહઃ
કામિત ભોજન પૂરવઇ જાં પ્રાણધારી દેહ."
તે વયણ ચિતઇં નાવીઉં. આવીઉ તિહાં દેવ
કરી રવિવર રુપ વિરુઉં, જેહનઇં વિરૂઈ ટેવ.
સ્વર્ગ થિકી તે સાંચર્યુ તેણઇ નગરિ લઇ વિશ્રામ.
જંઇયિ શિવમંદિર રહ્યા. જુઉ તેહનું કામ.
ઋતુ સીતનઉ એ માઘ માસઇ રચ્યઉ મેઘ અંનંત.
અખંડ ધારઇ દેવ વરસઇ. કહઇ કામિનીનઇં કંતઃ
'આ તુ અસંભમ થાઇ, નારી ! અતિથિ નાવઇ બારિ.
કિમ જિમણ આપણુ કીજીઇ, વિણુ જિમ ઊધારિ ?
ટાઢિ આગઇ અતિ ઘણી. અનઇ નીર નાલિ ન માઈ.

અતિથિ આપણુ નવિ મિલ્યા. કિહાં તેડવા કુણ જાઇ ?
પણિ ધર્મ એ છઇ આપણઉ જે કીધા વિણ કેમ થાઇ ?
અતિથિ વ્રત જઉ લોપીઇ, તુ દૂજઉ કિસ્યઉ ઉપાય ?'
ઇમ સાત દિન હૂયા વરસતાં. પડી લંઘન ત્સાત.
સેઠનારીપુત્રનઇ સમકાલિ સરિખી વાત.
પ્રત્યન્યા આપાપણી 'તે પાલવા વ્યવહાર.
ચૂકઇ નહીં બિહું પક્ષ પૂરાં તે સકલનઉ આચાર.

## દૂહા

ચંગાવતી ભણઇ કંતસ્યું: 'લઘુવય બાલક એહ,
લંઘન દોહિલી, સ્વામિજી, દૂબલ થાઇ દેહ.
માતપિતા જિમતાં જિમઇ. ભૂખ્યાં ભૂખ સહેય.
તે બાલકની ચિંતડી હીયા માંહઇ ધરેય.
જૂઉ નગરી માંહઇ ફિરી અતિથ મિલઇ જુ કાએ.
દેઇ અન્ન તસ ભાવતું નિજ ઘરિ આનંદ હોઇ.
બાલક સરિસું પારણું પછઇ કરતાં સુખ થાઇ.
સહઇજઇ અતિથ ન આવીઉ, કારણિ કરુ ઉપાય."

## ચુપઇ

તતક્ષણુ સાહ ચાલ્યઉ તેણી વાર. ધ્રૂજિઇ તનુ, ઝડિ નીર અપાર.
ટાઢઇ ભૂખ તરસ વીસરી. બાહરિ કો ન સકઇ નીસરી.
સોધે દેઉલ, મઠ, ગોમટાં, જોઇ ચઉખંડી, ચઉવટાં,
'કો અતિથ ?' ઇમ કરતુ સાદ સાહ પુહતુ તેણઇ પ્રાસાદ.
જોતુ રંગમંડપમાં ગયુ. તતક્ષિણ સોતુ જે દ્રષ્ટઇ થયુ,
વેષઇ તે દીસઇ કાપડી. પાસઇ ગયુ સેઠ ચડવડી.
દેઈ પ્રદક્ષણા લાગુ પાય; દેખી હઇડઇ હરખ ન માઇ.
કર જોડીનઇ કરઇ વીનતી: " સાંમી, વાત સુણઉ એક છતી.
અહ્મ આલસૂનઇં ગંગા તુહ્મે. સુપ્રસન્નિ પાવન થાઉં અહ્મે.

કૃપા કરી આવઉ ઘર ભણી, સાર કરુ, સ્વામી ! અહ્મ તણી.
અહ્મ ઘરિ આવી ભોજન કેરુ. પડતાં સમુદ્ર સાંહઇ ઊધરુ.
સાત દિવસ અહ્મ હુઆ ઉપવાસ. ઘરિ આવી અહ્મ પૂરુ આસ."
"હું તપસી બહુ તીરથ કરું. મનઈછાભોજન અણુસરું.
આગઇ ઊતર કીધા ઘણે, ઇછિયું દેઇ તુ હા ભણિ.
જઉ તઈ ભગતિ હૂઇ માહરી, પૂછી આવિ નારી તાહરી.
દેવા પુંહુચઇ જુ તુહ્મ ઘરે, તુ પછઇ મુજનઇં નુહતરે."
તતક્ષણિ આવ્યુ સાહા ઘર ભણી. સ્ત્રીનઇ આવી પૂછઇ ઘણી.
"ઇછાભોજન માગઇ જતી." તવ બોલી સા ચંગાવતી.
"તેડુ સીઘ્ર. મ લાઉ વાર; સો અતિથ તારઇ સંસાર.
ઇછાભોજન દેસ્યું સહી." આદર સહઇત વાત એ કહી.
સેઠિ જઈ તેડયઉ કાપડી. કહઇ સાધ વાંસુ થાપડીઃ
"હું ભુખ્યુ; નઇ ટાઢિજ ઘણી. સહુ વેદન જાણુઇ આપણી.
પરદુખીઇં દુખીઉ નહીં કોએ. જસ દૂખઇ તસ વેદન હોઇ.
સિર ધૂજઇ. પગ વાંકા વલ્યા. લૂલા પગ. રોગઇં ખંભ ભલ્યા."
સેઠ ભણઇં, 'મ મ થાઉ દુખી; લેઈ આવુ ભોઈ પાલખી.'
ઇમ કહી માછીવાડઇ ગયા. ભોઈ ઉઠીનઇં ઊભા થયા.
"સેઠ, વરસતઇ સ્યું આવીઆ? દરસણ તુહ્મચઇ આણંદીઆ.
પણિ કામ મ દેસ્યુ. ઇણઇ ચીખલઈ પાગ અહ્મારા નવિ કિહઇ ચલઇ.
'ચાલઉ અતિથ તેડવા કાજિ. સોહિલ્યા થાસ્યુ એણઇ માગિ.
સોનઇઉ સાહ આપઇ જસઇ, ઊઠા ભોઈ બલીઆ તસઇ.

દૂહા

વાલિંભ અછ વસીકરણ; બાકી સબ અકયછ;
જેણઇ દીઠઇ મુનિવર ચલઇ, તુરણી પસારઇ હછ.
કનકિ મોહ ભૂપતિ તણઉ. રંક તણઇ મનિ તેહ.
મોટું મોહન એ અછઇ, પડતી રાખઇ રેહ.

## ચઉપઈ

લેઈ પાલખી આવ્યા તિહાં સેઠ; ભોઈ ચ્યારઇસ્યું પુહુતા હેઠ.
ભોઈએ જાણ્યું: હોસઇ ભૂપ. દીઠઉં બીહામણું બહુ રૂપ.
કુષ્ટી રૂપ દિગંબર તણું: ગલઇ દેહ *નિ કોઢી ઘણું.
માછી ગણગણ દીલઇ કરઇ, ઝઉર હાથિ પાન તર્સ ખિરઇ.
ભોઈ ભણઇ, 'વરિ કૂઇ પડું; એ કોઢીનઇં અમ્હે ન'ડુ'.
સેઠ કહઇ, 'અણબોલ્યા રહુ; લેઈ પાલખી મસ્તકિ વહુ.'
"નીચ કામ અમ્હે નહીં કરું, લઉ સોનઇઉ. સૂગઇ મરું.
ઘટતું કીજઇ, એ વ્યવહાર. અઘટતાનઉ નહી આચાર.
વિરલ વિમાસઇં મૂરખ કામ કરતાં ન રહઇ તેહની મામ.
જિમ ગર્દભ વાલ્યઉ સીયાલિ, તિમ એ કામ ભરહું લેઈ બાલિ.
સેઠિ કહઇ, તે કિમ સંબંધ ?, તે સારુ સંભલાવુ બંધ.
ભોઈ કહઇ "કો પર્વતવાસિ રઇહતુ સીહ સબલ આવાસઇ,
તેહનઇં મિત્ર એક સીયાલ, જેહનઇ કૂડ ઊપનઉ ઢાલ.
દિન દિન આણઇ વાહી ભક્ષ. સીહ માનઇ આખેટઇ દક્ષ,
એક દિને ન મેલ્યઉ સીહ આહાર. શૃગાલીઆનઇ વચત ઉદાર:
લાવિ ભક્ષ. નહી તુ જાણેસિ, મુજ દૂહવાંણઇ કિમ રહઇ દેસિ.
તુ સીયાલ ગયુ વન માહઇં, નદીતીરિ આવ્યઉ ઉછાહિં.
નીલી ચારિ ચરંતુ દીઠ ગર્દ્દભ એક ઘયડઉ ઈઠ.
જઈ સીયાલ કહઇ, મામાહ, જોહાર, સ્યઉં કરઉ છઉ અત્ર આહાર?
મામી કિહાં રહઇ છઇ મૂઝ ? પરકાસુ તે સૂધું ગુઝ.
તવ રાસેભ બોલ્યઉ, ભાણેજ, સુણિ તું મુજ હઈયાનું હેજ.
હું કુંઆરુ અછું. સુઠામ વિના કન્યા કિમ ઘાલું હામ ?
તવ ભાણેજઉ બોલ્યઉ હસી, 'થોડી વાત કહી એ કસી ?
મામઉ મુઝ કુંયારુ રહઇ, તુ જીવિત સ્યું માહરું, કહઇ ?

* ન

કન્યા એક અછઇ સુભઠાંમિ, તે આવેસઇ તુહ્મનઇ કાંમિ.
જઉ આવઉ, મામા, 'મુઝ સાથિ, તુ દેવારુ હાથોહાથિ.'
મામઉ બોલઉ. માન્યું વયણ. જાણ્યું લહઇસ્યું કન્યારયણ.
"લગન કહીં? ભાણેજા, કહુ, તિહાં લગઇ અહ્મ ઘરિ વાસઉ રહુ."
તુવ શૃગાલ ધૂતારુ ધઇરિ: લગન આછઇ કરવી પઇરિ.
બોલ્યઉ એહવઉં રાસભ પ્રતઇં, 'મામા એક હીઇ છઇ હિતઇં.'
તિહાં સ્યુંડયઉ મામઉ તેણી વારિ: આજ લાહસ્યું રૂડી નાંરિ.
થઈ આગલિ ચાલ્યઉ ભાણેજ; જોજો સાલા સસરા હેજ.
પર્વત ગુફા માંહિ જવ ગયા, બેહુ જણા તિહાં સસતા થયા.
દૃષ્ટિભેદ સીયાલહં કરઇ. ઊઠી સીહ ફાલ તિહાં ભરઇ.
તવ ગર્દભ નાઠઉ તતકાલ, નદીઠાંમિ જઈ બઇઠઉ બાલ.
કેડઇં ભાણેજઉ આવીઉ, મામઉ પુનરપિ બોલાવીઉ.
'સ્યું નાઠા, માંમા? કહુ વાત, હાસીભેદ ન જાણઉ રાત.
સાલા હૂઇ તે હાસ્યું કરઇં, બહઇનેવી તિહાં નહિ કરગરઇં.
એ સાલઉ હસવાનઇ કાજિ. તુહ્મે સ્યું પાછા વલીઆ લાજિ?
જાવઉ તેડઇ તે પરિવાર. સસરાનઇ જઈ કરુ જુહાર.'
પુનરપિ ભોલિમ આણી મન્નિ, વલી પધાર્યા તેણઇ રન્નિ.
સીહ લગઇં આવ્યા જેતલઇં, હણીઉ ખર સીહઇ તેતલઇં.
બોલ્યુ સીહ, 'શૃગાલા, સુણે. રાખે ભક્ષ. કોહી મ મ ગણે.
સ્નાન કરી આવઉં હું યદા કામઇં કાજઇ જાજે તદા.
ગયુ સીહ જલથાનકિ જિસઇં, કર્ણ કાલજું ભખ્યઉં તિસઇં,
સીયાલૂઇ સ્વાહા પહઇલું કર્યઉં, સારું પલ પોતઇ ઊધર્યઉં.
સીહ જોઇ તુ કાલજ નહી, કાંન દોએ વલી ચાલ્યા કહીં.
પૂછયઉ સીયાલૂઉ તવ કહઇ: કાન કાલજ એહનઇ નહઇ.

**यत :**

आगतश्च गतश्चैव दृष्ट्वा सिंहपराक्रमम् ।
अकर्णहृदयो मूर्खं पुनरागमनं भवेत् ॥

દીઠઉ સીહપરાક્રમ ઘણુઉં, આવ્યઉ, ગયુ વલી. સ્યઉં ભણુઉં ?
કર્ણહૃદયરહિત જઉ હતુ, થયુ ચાવીનઇં પુનરપિ છતુ.
તે વાલ્યઉ જિમ આવ્યઉ તિહાં, તિમ વાહી અહ્મે આવ્યા ઇહાં.
ન હીઉ ચાઈ આપ્યું અહ્મે, ધરિ જાવા દ્યઉ અહ્મનઇં તુહ્મે.
છંડી ભોઈ ગયા ઘર ભણી. સાહ વિમાસણ થઈ અતિ ઘણી.
'મ કરુ ચિંતા.' નારી ભણઇ, 'લ્યેઉ, ધરીઇ મસ્તકિ આપણઇ.'
હરખ્યઉ સેઠ કરઇ તે કાંમ. લાવ્યઉં સૂંડલ મોટઉ તાંમ.
તૃણ સુંહાલાં લેઇ પાથર્યાં, ચીર ભલેરાં માંહઇ ધર્યાં.
ભલી નારિ પતિવ્રત પાલતી, હઇયિડઇ સૂગ ન આંણઇ સતી.
સૂધઉ જાણી તેહ જતી અતિથ ઊપાડઇ ચંગાવતી.
દેવ કુષ્ટ ઘણેરું કરઇ, રુધિરમાંસરેલા ઉતરઇ,
લેઈ વિલેપન આંગિ ધરઇ, સબલ સત્વનું પોતું ભરઇ.
તે દુર્ગંધ સુગંધ લેખવઇ: ઇમ ન ધરઇ: આ સ્યું સંભવઇ ?'
અતિ સન્માન કરતાં બેય નિજ ઘરિ લેઈ આવ્યા તેહ.
ઘરિ પટસાલઇં બઇસારીઉ, જાણ્યુ મુનિ એ સુખકારીઉ.
કૃતૃમ ભાવ કિસ્યઉ નવિ લહઇ. કર જોડી મુનિનઇં તે કહઇ:
'સ્વામી, ઇછાભોજન કહુ. કરિ પારણું. અહ્મ ઘરિ રહુ.
સુખીઆ થઈ જાજો નિજ ઠાંમિ. કૃપા કરઉ અહ્મનઇં, સ્વામિ.'
તવ મુનિ બોલ્યઉ, "પૂછઇ કિસ્યઉં? કહઇ તાહરઇ ઘરિમાં છઇ જસ્યઉં.
તે સાંભલી પછઇ હું કહું; તિહાં લગઇ અણબોલ્યઉ રહું."
કહઇ સેઠ, "ત્રિહું ભેદિ ધાંન, પાંચ સાલણાં, ઘૃત, પકવાન,
ફલફૂલિ ઘણી, સાકર સેલડી, જાતિ જાતિ છઇ સૂખડી.
ઘંટ ફલી, 'કણસડ, ત્રણિ ધાંન,' મૂલ ડાલ ફલ ફૂલ પ્રધાન,
પત્ર સહઇત પાંચ સાલણાં, સવાદ જૂજૂયા છઇ પણિ ઘણાં.
ખાજાં બિપડાં ફીણાં સાર, દહીથરાં, ઘેવર સુખકાર,
તિલસાંકલી, સુંહાલી, ગણા ચિણા સાકરીયા છઇ ઘરિ ઘણા.
માંડા મરતકી નવ નવ ભાતિ, લાડૂ તણી ઘણી છઇ જાતિ.

પહઇલું સેવઇયા જગરીઆ, સમકિતીઆ દલીયા સમરીઆ.
ઊખધીઆ મગીઆ ગુણ ભલા, મોતીઆ ખાંડઈ એકલા.
સિંહ કેસરીઆ પરિમલ પૂરા. ફૂહ તુ પ્રીસું મોતીચૂરા.
વલી હેમમી ખાડહ તણી શુદ્ધ જલેબી, આણું ઘણી.
પયડા • મોદ્દા વલી મહસૂપ, પતાસાં વર સોલારૂપ,
ઇમ સાકર ખાંડ તણી સૂખડી, સેવ ભલી, ઝીણી નઇ વડી.
મઉલી ગલી, પીલી ઊજલી, લપનશ્રી ગહૂંની ઘઉં વલી.
વડાં, વેઢમી, માંડા ખીર, પોલી સત્તપડી લ્યઉ, ધીર.
કેલાં, દાડિમ, નઇ ચીભડાં, શ્રીફલ, નારિંગ, લીંબૂ વડાં,
ઇમ અનેક ફલફૂલિ છઇ ઘઇરિ, વલી બીજી સારું શુભ પઇરિ.
સોવન સાલિ તણઉ હું કુર, રાજભોગ રાંધઉ ભરપૂર,
મગ મંડોરા મગની દાલિ, ઊપરિ નામું ઘીની નાલિ.
ઘણે સાલણે બાંધું પાલિ. રખિ! પારણા તણું મન વાલિ.
દહીં કરંબુ, માંહઇ કપૂર, એ કરતાં નહીં થાઇ અસૂર.
ફોફલ પાન, એલચી, લવિંગ, જાઇફલો, જાવંત્રિ ચંગ,
એ મુખવાસ આદિ દ્યું, સ્વામિ! સફલ અર્થ તુહ્મારઇ કાંમિ.
ઇમ અનેક નગરિં જે મલઇ તે લાવું, ભાખું તેતલઇં,
ઇછા હૂઇ તે મુખિ ઊચરુ, ભાવસવાદઇં ભોજન કરુ."
ઇમ સાંભલતાં હુઈ બહુ વાર, તવ બોલ્યઉ કૃત્રમ અણુગાર.
"જે ભોજન છઇ ઘરિ તાહરઇ, તે એક્રૂ નહીં મનિ માહરઇ.
ઇછાભોજન નવિ પૂરવિ, તુ મીઠઉં સ્યું મુહઇ લવઇ?"
વલતું શેઠ ભણઇ અવદાત, 'સ્વામી, ભાખુ મનની વાત.'
રખિ કહઇ, "માહામાંસજ મિલઇ, તુ મનચિંતિત માહરું ફલઇ.
તે નવિ પાકઇ તાહરઇ ઘઇરિ, તું વાણીઉં કરઇ ઘણુ મહઇરિ.
માંસ ભોજન તું નવિ દેઇસિ, આશાભંગઇ હું ચાલીસિ."
બોલ્યઉ સેઠ, "સુણઉ, કાપડી, ગલઇ જનોઈ તુહ્મ સાંપડી.
ધર્મ ધ્યાન નઇ તીરથ કરુઃ મુહઇ વયણ કિસ્યઉં ઊચરુ?

મુખિ 'નારાયણ' બોલઉ સહી. ભૂલી ભગતિ ઈસ્વરની વસી,
બ્રહ્મા રૂપ તુહ્મારૂં, સાધ! પર પ્રાણીનઇ કાં સાબાધ?"
કહઈ કાપડી, "સુણિ, સાહ, સ્વરૂપ. અહ્મે રહૂં સ્મશાનિ વિરૂપ.
ભાંગડ ભૂત ભઈરિવ સમ જાંણિ. મડાં ભખું અધબલતાં આંણિ.

यतः ।
**कवहीक जोगी मदिरामांसइ, कवहीक योगी सहइ उपासइ**
**कवहीक योगी नवदश चेला, कवहीक योगी फिरइ एकेला**

ન્યાતિપ્રચારઈ તૂ વાણીઉ, ઉત્તમ જંત તાહરુ જાણીઉ,
તઈ નહીં આવઇ એ મહામાંસ. કરિ ઊતર. હું જાઉં નિરાસ.
મહામાંસ તે માણસ તણું જઉં જિમાડઇ, તુ સુખ ઘણું,
વિણ પારણિ હું થાઉં ઉદાસ, કરિ ઊતર, જિમ જાઉં નિરાસ."

**મન ભમરા રે—એ ઢાલ**

રાગ ગુડી

કહઇ નારી નિજ નર પ્રતઈં, મનિ ઇમ કાં રે?
તું તુ ચતુર સજાણ, સમઝિ, મનિ ઇમ કાં રે?
ધરમધુરિંધર તું સહી, મનિ ઇમ કાં રે?
પ્રીછયઉ સકલ વિચાર, સમઝિ, મનિ ઇમ કાં રે?
લીધઉ ધરમ ન ખંડીઇ, મનિ ઇમ કાં રે?
માયા જાલિ મ પાડિ, સમઝિ, મનિ ઇમ કાં રે?
ધુરિ બોલઇ પછઇ ચૂકણા, મનિ ઇમ કાં રે?
સ્યું કીજઇ તેણઇ ધાડિ, સમઝિ, મનિ ઇમ કાં રે?
જે વ્રત ગુરૂમુખિ ઉચર્યું, મનિ ઇમ કાં રે?
નવિ ખંડઇ જે જાણ, સમઝિ મનિ ઇમ કાં રે?
સત્વ સિરોમણિ તુહ્મ સમુ, મનિ ઇમ કાં રે?
નવિ કો દૂજઉ, સૂજાણ, સમઝિ, મનિ ઇમ કાં રે?

જેણઇ જીવ લાયા આપણા, મનિ ઇમ કાં રે ?
જસ હાક સહીં સાથિ, સમઝિ, મનિ ઇમ કાં રે ?
તે તુ કિહ્મ ન છોડીઇ, મનિ ઇમ કાં રે ?
જઉં કીધઉં જગનાથિ, સમઝિ મનિ ઇમ કાં રે ?
ધરમ્મ પ્રીતિ એ દો એકું, મનિ ઇમ કાં રે ?
દુખિ સુખિ કિહ્મઇ મ છંડિ, સમઝિ મનિ ઇમ કાં રે ?
કનકકંતિ બહૂલી હૂઇ, મનિ ઇમ કાં રે ?
તાપઇ તિવું બહુ મંડિ, સમઝિ ઇમ કાં રે ?
ધરમ સખાઇત તઉ કરઇ, મનિ ઇમ કાં રે ?
જઉ પૂરી ચ્રખુ પ્રીતિ સમઝિ મનિ ઇમ કાં રે ?
આદરીઉં નવિ છંડીઇ, મનિ ઇમ કાં રે ?
એ ઉત્તમની રીતિ, સમઝિ મનિ ઇમ કાં રે ?
એ તુંહૂંતરીઉ કાપડી, મનિ ઇમ કાં રે ?
તઉ બોલ્યું પાલઇ આપ, સમઝિ મનિ ઇમ કાં રે ?
અણહૂતું એણઇં યાચીઉં, મનિ ઇમ કાં રે ?
આપણનઇં નહીં પાપ, સમઝિ મનિ ઇમ કાં રે ?
ઉત્તમનઇં આવી પડઇ, મનિ ઇમ કાં રે ?
રાધઇં દાઝિઇ અન્ન, સમઝિ, મનિ ઇમ કાં રે ?
માંડઇ તસ્ર ભાંડઇ સહુ, મનિ ઇમ કાં રે ?
તે ભણી રાખઉ મન્ન, સમઝિ મનિ ઇમ કાં રે ?"
ઇ મનિ સુણી સાહા ચીંતવઇ, મનિ ઇમ કાં રે ?
"સાચઉં બોલઇ નારિ, સમઝિ મનિ ઇમ કાં રે ?
લખીઉં લાભઇ આપણું, મનિ ઇમ કાં રે ?
એ સુકૃતનઇ આધારિ, સમઝિ મનિ ઇમ કાં રે ?"
ઇમ જાણી મન થિર કરઇ, મનિ ઇમ કાં રે ?
માંડઇ તેહ ઉપાઇ, સમઝિ મનિ ઇમ કાં રે ?
નવિ છંડઇ અણ, રાય, સમઝિ મનિ ઇમ કાં રે ?

પરતખિ પાપ સમાચરઇ, મનિ ઇમ કાં રે ?
ભોલા ન આંણઇં રીસ, સમઝિ મનિ ઇમ કાં રે ?
પાંમી એહવઉં પાત્ર, મનિ ઇમ કાં રે ?
તે માંનઇં જગદીસ, સમઝિ મનિ ઇમ કાં રે ?

દૂહા

રાગ પરજીઉ

સેઠિ કહઇ, 'કિમ ના કહૂં ? જઉ નુંહતરિ આણ્યુ તુંહિં.
ના ન કહૂં કિમ્હઇ અહો. ખોડિ દીઉ કીમૂંહીં ?
સત ન છંડું હું કિમઇ, જઉ પશ્ચમ ઊગઇ ભાણ.
ના ન કહૂં માગ્યા પછી, ખર નઉહઇ કેકાણ.
માન દેઈ તેડયા પછઇ નકારુ કરઇ હો;
ધુરિ પાપીડા તેહ, બોલ્યઉં જસ નવિ સંભરઇ હો.
ધર્મ ધુરિધર તેહ, જે બોલ્યઉં પાલઇ આપણું.
પણિ બોલી પીડઇ રેહ, તે જાણઉ કૃપણાંપણઉં રે;
ધુરિ આડંબર હોઇ, ધુરિ માણસ બોલઇ ઘણું.
જાંણઇ વિરલઉ કોએ વચન સંભારી આપણઉં રે.
પરતખ્યિ પશૂ સમાન, વેધવિહુણાં માંણસાં રે.
અંતર નવિ તૃણ ધાન; તે માણસાં રાસભ જસ્યાં રે.
રાજ્ય જાય તુ જાઉ શ્રિયા સરીસઉ પ્રાંણીઉ રે.
વચનં વૃથા મ થાઉ, જે બોલઇ નિજ વાણીઉ રે.
તવ બોલઇ ચંગાવતી, " સાંમી, સાંભલિ મર્મ.
હું કાંમિ જાતી હતી તે કહઇતાં મુઝ શર્મ.

ચુપઇ

તેણી વાટઇં મઇ* દીઠઉં ચોર, સૂલી ઊપરિ નીંદ્ર અઘોર,
તિહાં જઈ લાવઉ તે માંસ, સંન્યાસીની પૂરુ આસ.
સુણતખેવ સાહા સંચરઇ; ધરમકાજિ એ કરણી કરઇ.

* મ

તિહાં આણ્યુ ક્ષિત્રીનુ ભાવ, લીધું પલ ઋષિઅર્થિ સુભાવ.
આણી પલ નારીનઇ દીધ; સોએ માંસ સ્ત્રીઇ રાધીઇ.
"ઊઠઉ, સ્વામી, ભોજન કરુ, આ સંસારઇ અહ્મ ઊધરુ."
વદઇ બ્રહ્મ, "જે ચોરી કરઇ, વલી નારિ પરકેરી હરઇ,
લંપટ, લાંચ લીઇ પર તણી, બોલ ન પાલઇ, હૂઇ અવગુણી,
ધન પીયારાં લઇ છેતરી, તેહની કાયા પાપઇં ભરી.
તેહતું માંસ ભખઇ કુણ, બાલ? તે ઊપરિ રાચઇ ચાંડાલ."
તુ સાહા સુણતાં વિલખુ થયું; કરિઉ આરંભ તે ફોકટ ગયુ.
કહઇ, 'છેદુ હું વપુ આપણું, તુ સંતોખું તનુ તુઝ તણું.'
ઋષિ ભાખઇ, 'એ મ કરે આજ; વૃધમાંસિ નવિ સીઝઇ કાજ.
સૂકું માંસ, નઇ નારી વડી, વ્યાહણઇ મિથુન, બહુ નીદ્રડી,
તુરણું દધિ, નઇ કન્યા સૂર, એ ભોગવતાં જાઇ નૂર.
તેહ ભણી એ પરહરિ દૂરિ. શત્તાગાર બાર તું ખૂરિ.
સાંભલિ, સાહ, અહ્મારી વાત: જેહનઇ વરસ થયાં હૂઇ સાત,
અંગઇ લક્ષણ જાસ બત્રીસ, તે હૂઇ તુ જાઇ રીસ.
વલી વિશેષઇં સાંભલિ, સેઠિ, ન્યાંન તણી તું જો એ દ્રેઠિ.
તાહરઇ પોતઇ જઉ હૂઇ તેહ, તું આપીનઇ ટાલે છેહ."
સાહ વિમાસઇ નારી સાથિ, 'હવે સંપૂરી અહ્મચી આથિ.'
કહઇ કથન, નઇ આંસૂ ઝરઇ, પુત્ર અંત ત્યાં આવ્યુ સિરઇ.
હર્ઇઇ કરમ અમારું ક્યુંઉં. સંન્યાસીઇ એ ઊચર્યઉં.
કુંયર ચેલઇઆની ખપ કરઇ, તુ સંતોખ્યું જાઇ સિરંઇ.

દૂહા
રામગિરી

ચંગાવતી કહઇ, "સાહા, સુણઉ. તુહ્મે મ કરસ્યઉ શોક.
એહ અતીથનઇં દૂહવીઇ તુ પુણ્ય થાઇ ફોક.
દીજઇ ઇછિઉ એહનઇં. સફલ કરુ નિજ હાથ.
પછઇ આપણ દો જણાં કરસ્યું એહનઉ સાથ.
અંગારે જલધર ઝરઇ દાઝંતાં નિજ દેહ.

આડાં છોરુ દીજીઇ: જગિ ઊખાણુઉ તેહ.
કાયર થયાં નવિ છૂટીઇ સાહસ કેરઇ કાજિ.
જેણે સાહસ રાખિઉં હરિચંદ બઇઠઉ રાજિ.
છોરૂ જણંતાં દોહિલાં દોહલી વેલા કાજિ;
કામ પડઇ તે છોરડાં તે ટાલઇ મન દાઝિ."
તવ કુંયર નેસાલીઉ નેસાલઇ છઇ તેહ,
પંડ્યા પાસિ વિનય કરઇ. રખિ પાડઇ છઇ ભેય.

**ચઉપઈ**

દેવઇ અન્ય રૂપ તિહાં કર્યઉં; કરિ કરવત, ધોતી સિરિ ધર્યઉં;
બ્રાહ્મણવેસઇ દૂજઉ થયુ; જઈ ચેલઈઆ આગલિ રૂહ્યઉ.
'ચેલઈયા, સાંભલિ તું વાત. તુઝ ઘરિ ધૂતારુ નિર્ઘાત
આવી બઇઠઉ છઇ વિકરાલ. તે આણેસઇ તાહરુ કાલ.
માયબાપ તેડેસઈ આજ; તાહરા માંસ તણું જઇ કાજ.
મારી દેસઇ ઈછ્યઉ આહાર. નાસેવાનઉ છઇ વ્યવહાર."
તુ ચેલઈઉ બોલ્યઉ હસી. 'જોસી, વાત કહી એ કસી?
હું માવીત્રનઉ છઉં છોકરુ. એ વાણી તુમ્હે સી ઊચરુ?
માયબાપની લોપઇ આણ, તેહનઇ, કુહુ, કિમ કહીઇ જાણ?
માયબાપને બોલે ફિરઇ તે કુક્ષનિ, કુહુ, કિમ ઊધરઇ?

यतः ।

**माता यदि विषं दद्यात् पिता विक्रयते सुतः ।**
**राजा हरति सर्वस्वं का तत्र प्रतिवेदना । "**

સાત વરસતઉ બોલ્યુ અસ્યઉ, ઉભયપક્ષ પંચાઇણ જસ્યઉ.
"મરણ થકી નવિ બીહૂં. સ્વામિ; ભાવીત્રનઇ હું આવું કામિ.
તે ધન વાસર, પક્ષ, સુમાસ; તે ધન ઘડી; સંપૂરી આસ.
આ સિરીરથી કો લહઇ શર્મ, તુ સંપૂરુ હુઇ ધર્મ."
સત્ત સાહસ કુયરમાં ઘણું દેખી દેવ કહઇ, 'સ્યું ભણું?

સબલ પુરુષ સંસાર મઝારિ, જોઉં પાર, અછઇ ઊધારિ.'
અદ્રષ્ટિ કરૂં તે વિક્રીય રૂપ. ઘરમાં છઇ તે રહિઉં વિરૂપ.
રખિ રૂપઇં તે ધીર થઈ ઘર અંગણમાં બઇઠઉ જઈ.

ઢાલ

રાગ મારૂણી

કરમ ન છૂટઇ રે—એ ઢાલ.

ચંગાવતી કહઇ, સ્વામી તિ સુણઇ. "ઋષિ ઇચ્છયઉ દ્યુઉ આહાર રે!
કુંયર ચેલઇઆનઇ તેડાવઉ જઈ પોતઇ ભરતાર.
સત મ છંડુસુ રે, કપટ મ માંડુસ્યુ રે,
સત્ત મ છંડું રે.
કરમ તણી ગતિ કો નવિ છૂટઇ, કરમ કરઇ તિમ થાઇ રે!
રાય રંક કો કરમ ખપ્યા વિણ સિદ્ધિનગર નવિ જાઇ.
સત્ત૦ કપટ૦ સત્ત૦
આગઇ કરમિ નડયા બહૂ પ્રાણી; તસ કો સાથી ન થાઇ રે!
હરિચંદ રાય તણી સુણી વાતુ આશ્ચર્ય જીવ ભરાય રે!
સત્ત૦ કપટ૦ સત્ત૦
રામઇ સીતા જે વનિ કાઢી તે પરિ જઉ વિચારી રે!
નગરલોક દેખતાં લક્ષ્મણઇ વનમાં લેઈ બસારી સત્ત૦
પંડવનારીનાં ચીર કાઢયાં નિજ ભરતારનઇં જોતાં રે!
ઋષિ દત્તાનઇં જેહ નીપનું કર્મ ન છૂટાં રોતા. સત્ત૦
તે ભણી તે વિચાર સદ્દહી કુંયરનઇ બોલાવ્યઉ રે!
ઊપરવાડઇ સાદ કરીનઇં વેગઉ અહીંકણિ આવઉ. સત્ત૦
રખે પિંડયઉ એ વાત વિચારિઇ. તુ ઘરસઇ વિખવાદ રે!
રખિજી ભૂખ્યા, વેલા લાગઇ, તે લાગઇ નિસવાય." સત્ત૦
ચેલઇઉ કહઇ પાય લાગીનઇં, "સ્યું કહૂં છઉ મોરી માય? રે
કાજ હૂઇ તે કૃપા કરીનઇં, ભાખુ મુઝનઇં તાય!" સત્ત૦

વલતાં ગલગલતા તે બોલઇ: અતીથ એક ઘરિ આણ્યુ. રે!
તે તુ તુંહતરીઉ પુણ્ય જાણી, તેણઇ ધરમ ન જાંણ્યુ રે. સત્ત૦
તેહનઈં તુહ્મે જિમાડુ, કુંયર; માંસ તુહ્મારુ માગઇ રે!
અવર વસ્ત બહૂલી દેખાડી જે છઇ પોતઇ આગઇં રે!" સત્ત૦
તવ ચેલઈઉ કુંયર જંપઈ, હસતુ ફૂલ ખિરાવઇ રે!
"ધન, ધન, ડીલ અમાહરું, માતા! ઋષિજી કાંમઇ આવઇ રે! સત્ત૦
માતાપિતાને હાથે મરીઇ; રખિ ભોજન તે કીજઇ રે!
તે પુરુષનું મોટું ભાગ્ય; માનવભવફલ લીજઇ." સત્ત૦
સત્વ ધરંતુ બાલક દીઠઉ; સોએ દેવ મનિ ચિંતઇ રે!
સાત વરસનઉ બાલક નાહ્નઉ, એ તુ જગત્રવદીત. સત્ત૦
સાચાબોલઉ નઇ ગુણધારક, લક્ષણબત્રીસઉ દીસઇ રે!
બાદૂઅડાની વાંણી મીઠી; દેખંતાં મન હીસઇ. સત્ત૦
મુખઇં સલૂણઉ, નયન સહેજ, અંગિં સુકુમાલ સુતેજઉ રે!
પાએ મોજડી, ચમકંતુ ચાલઇ, ધર્મ્મઇં નવિ કરઇ જેજઉ. સત્ત૦
પાય પાણિ કડલી રૂપાની, વીંટી અંગુલિ સોહઇ રે!
સા વીંટી સોનાની રૂડી હીરે જડી. મન મોહઇ રે! સત્ત૦
કોટઇ કાઠલા, મોતીસઇર્યું, કડિ કંદોરુ રૂડઉ રે!
સોએ રૂપાનઉ સોવિન સોભિત, બાલક ચિંતિ ન કૂડઉ. સત્ત૦
કાનિ વેઢલા કનકતણા તે, કાનિ ઉગનીયાં તેહનાં રે
કેલિગર્ભ ચંપકનઇ વાંનઇં, સોભિત લક્ષણ દેહનાં સત્ત૦
તે દેખીનઇ દુષ્ટ દેવ જે શાંત હૂઇ તતકાલ રે!
મયા હુઈ: જે કરઇ પારખૂં તે હુઉ પ્રતિપાલ. સત્ત૦

**यतः ।**

**गाहाण रस नहि ... ... ...**
**कस्स न हरंति हईयं ... ...**

દયા કરી તેહનઇં ઊગારઇ કરી કંદર્પ અવતાર રે
સોએ અદષ્ટ કરીનઇ મુંકયું નેસાલઇ સુવિચાર. સત્ત૦

## ચુઉપઈ

મંડપિ કોહલું દીઠઉં એક; દેવ લીઇ તતક્ષણ સુવિવેક.
સેઠ કાંમનઇ ઘરમાં ગયા. દેવ ચિત્તમાં આણઇ દયા.
કોહલું કુમર રૂપ તે કર્યું. દેખઇ કુમર ગુણે આવર્યઉં.
કૃતૃમ રૂપ માયા દેવની જૂઇ પરીખ્યા વલી સેઠની.
માયાકુમર બોલઇ વાંણિ, 'કાહો, પિતા, કરુ તહ્મે કાંણિ?
ભૂખ્યઉ અતિથિ બારણઇ રહ્યઉ; એહ માર્ગ ગ્રહીનઉ નવિ કહ્યઉ.
દાંનભૂષણ તાં બોલ્યા પંચ: આનંદાશ્રુ કરઇ બહૂ સંચ.
બીજૂ રોમંચઇ અતિ ઘણું. પ્રીય વચન જંપઇ આપણું.
માંન, દેઈ તેડઇ ઘર માંહઈં, દાંન દીઇ પછઇ ઉછાંહઇ.
દેઈ દાન અનુમોદન કરઇ. ભૂષણ પાંચઇ ઇણી પરઈં ધરઇ
લાગઇ દૂષણ. દેતાં પંચ. તે ટાલવા મ કરુ ખલખંચ:
પહઇલુ આદરવિણ દીજીઇ. બીજૂં એહ વિલંબ કીજીઇ:
અપ્રિય વચન બોલંતાં દોષ. મુનિ દીઠઉ ક્રોધાદિક પોષ.
દાંન દેઈનઇ નંદા કરઇ. દૂષણ પાંચ જે પરિવરઇ.
તે પાપીનઈં બહુલઉં પાપ; કિમ દેવરાઇ પરભવિ જાપ?
તેહભણી વિલંબ મ કરુ; ભોજન દેવાનઇ મતિ ધરુ."
વલતું બોલઇ સેઠ સુજાણ, "કુંયર, કિમ હરીઇ તુહ્મ પ્રાણ?
અહ્મે જન્મ દીધઉ તહ્મ તણઉ. કિમ રહઇ જશ હણતાં અહ્મ ભણુ.
પિતામોહ કિમ ઉછઉ થાઇ? માતા છોરૂના ગુણ ગાઇ.
મૃગબાલક ઊપરિ મૃગપતી આવંતા સાહામાં દંપતી
લડવા કાજિ ઉજમ કરઇ. તુ માંનવ કિમ પુત્ર સંહરઇ?
હણતાં અહ્મચા ન વહઇ હાથ. તે વાત જાંણઇ જગનાથ."
ચેલઈઆ રૂપઇ જે બાલ વાલી બોલ વદઇ તતકાર,
'અતિથિધર્મ તુ પૂરુ હસઇ, અંત અહ્મારુ જઉ થાઇસઇ.
વહઇલા થાઉ, મ લાઉ વાર, કામ સંપૂર્ણ કરવું સાર.

હું તુહ્મચઇ કામઇ આવેસિ; પુણ્યભંડાર સબલ પૂરેસિ."
જોજો, સેઠ કિસ્યઉ સતવંત! ઋષિ કાજઇ દીસઇ એકંતઃ
લેઈ ખડગ નઈ પાખલિ ફિરઇ; ડાવઇ હાથઇ ચોટી ધરિ.
છેદ્યું સીસ. કર્યઉં તે કાંમ. કુંયર હણંતાં કહઇ, 'શ્રીરાંમ.'
માડી દેખી કરઇ વિલાપ. ભાવ ભલઉ. પણિ સરિ સંતાપ.

## દૂહા

હઇયિડા, ફાટિ, ખસાય કરિ, છાંડિ ન હેજુ વાસ.
વાહ્લા હાથિ વઉલાવીઇ, પછઇ હુયાં ઉદાસ.
હઇડા, તૂં હેડક હુઉ, જે મારી કરઇ વિલાપ.
એહવઉં જગમાં નહી હૂઇ, હુઉં ન, મોટઉં પાપ.
પુત્ર પિતાનઇ મારતા આગઇ સુણ્યા અનેક;
પુત્ર ન મારઇ કો પિતા. આ તુ વાત વિછેદ.
મોટઉં પાપ લગાડીઉં કરમિ અહ્મારઇ એહ;
નિજ કરસ્યું કાતી કરી સુતનઇં દાખ્યું છેહ.
નકસિ ન જાઇં, જીવ! તૂ તે ભણી જાણ્યુ દુઠ!
એહવા પુત્ર વિયોગથી સ્યું રહ્યઉં, પાપિઠ.

## ચુપઇ

લેઈ મસ્તક નારીકરિ દીઇ. અતિ રડતાં તે માતા લીઇ,
"સીકઇ ધરી રાખેજો સીસ. રખે આણુ મનમાહઇં રીસ.
રખિ જમાડી રહીઇ જદા સાથઇ, જઇસઇ આપણ સુદા."
પઇરિ જોઇ રહ્યઉં કાપડી, 'સત ન ચૂકઇ એક ઘડી.'
રૂપ કારિમાં કરીયાં દો એ, પાપ કારિમું જાંણુ સોય.
પણિ નહ લહઇ કાંઇ સેઠ વિચાર. ખરી પ્રતિન્યાનઉ આધાર.
સીકઇ સીસ ઠવ્યું પુત્રનઉં; સિદ્ધ કર્યઉં આમિષ અન્નનું.
ઊઠઉ, સ્વામિ! કરુ પારણું, સ્વર્ગતણું લાધઇ બારણું.
એહવઇ અતિથઇ દીઠઉં તેહ, સીકઇ મસ્તક મુકયઉં જેહ.

કોપ ચડયુ અતિ બોલઇ બોલઃ " એ સ્યું માંડયું કામ દંદોલ ?
એહ ન પ્રાસું આમિષ અહ્મેં; સાર હતું તે રાખ્યું તુહ્મે.
ભુંડઇ ભોજનઇ દિન જાઇ ઘટી. એહ વાત દીસઇ અટપટી.
यतः ।

कुभोजनेन दिनं नष्टो जन्म नष्टः कुभार्यया ।
कुपुत्रेण कुलं नष्टं तं नष्टं ज न दीयत ॥

સેઠ વદઇ "એ મસ્તક સાથિ કરું દહન. રાખું છઇ તાથિ.
ત્રહિંઇ જણ સાથઇં ચાલીઇ સ્વર્ગપુરી જઈનઇ મહ્લીઇ.
એ કુંયર અહ્મ કુલ આધાર. હતું તેહનું મસ્તક સાર.
એ સંઘાતઇં બલસ્યું અહ્મે; રીસ મ કરજો, સામી ! તહ્મે."
કુપટી કોપ્યુ મનમાં હસઇ, " તત્વ ચ્યારિ મસ્તકમાં વસઇ.
તે મૂંકી બીજું કુણ ખાઇ ? જઉ ખાઇ તુ પાપ ભરાઇ."
" કુંણ તત્વ તે મસ્તક માંહઇ? " વદઇ સેઠિ, " કુહુ ઉછાહઇં."
" જિકા જાણઇ સર્વ સવાદ, બોલી જાણઇ નવ નવ નાદ.
ગીતગાનરસ શ્રવણે સુણઇ; તે રસ નાકુ સહુ કો ભણઇ.
નયનાં પ્રથમ પીતડી કરઇ; નયન પદારથ દીસઇ સિરઇ.
यतः ।

नयन पदारथ नयन धन नयणे नयन मिलंति ।
अणजाण्यास्युं प्रीतडी पहिलुं नयन करंति ॥

નાક લહઇ પરિમલ ગુણ સર્વ; ભમરા ભોગી હૂઇ અખર્વ.
ચ્યાર તત્વ ભલાં સંસારિ દીસઇં છઇ એ સીસ મઝારિ.
દાંનદત્વ જઉ રાખુ સહી, કરુ વાત અમ્હારી કહી.
તુ મસ્તક ખાંડુ ખાંડણઇ, જઉ સાચી વાચા તુહ્મ તણઇ.
જઉ અંગ માઇ તુ એ આહરુ; નહીતું અહ્મતઇ ઊતર કરુ.
કાજ કરી સકીઇ જેતલું, મુખથી કાઢીઇ તેતલું.
બેટામસ્તક બેહુ-જણ મિલી આટઉ કરુ એણી પરઇ દલી.
અતિ વઇરાગી ગાઉ ગીત; પરગટ દાખુ જગવદીત.

લોચને ખાંડું આંસૂ ખિરઇ તુ તપીઉ ભોજન નવિ કરઇ."
સુણી વચન હરખઇ બઇ જણાં, ગાત્ર ખંડાઇ તેહુ તણાં.
ઋષિકાજઇ મુખ હસતું કરઇ, પણિ ઉદરમાં ચીવટિ ધરઇ.
વાચા અવીચલ. દાનઇ સૂર, જાણે કરિ ગંગાનું 'પૂર.

## ઢાલ રામગિરી

લીધઉ રે મસ્તક સેઠઇં તિહાંથકી રે, બોલાવી નિજ નારિઃ
કુંયર ચેલઇયા.
આવ્યા રે ઊલટિ રખિંનઇ કારણઇ રે ખાંડણ ટેરઇ ઠાણિ.
કૂયર ચેલઇયા.
બોલઉ રે બોલઉ કુંયર અહ્મ તણા રે.

મૂકી રે થાનકિ મસ્તક પુત્રનઉં રે બઇઠાં બેહુ જણા તામ, કું૦
ખાંડણીયાં બેહુએ કરિ ધર્યાં રે, કરવઉ માંડયઉ કામ, કું૦
ગાઇ રે હાલરૂ હુલાવતાં રે પુત્ર! સાંભલેજો વાત. કું૦
જેણે રે હાથે સુતનઇં તેડતાં રે, મેહલઇ તેણઇ હાથે ઘાત કું૦
હઇયિડઉં રે ન ફાટઇ, કુંયર! અહ્મ તણું રે કરતાં આહાવઉં કામ. કું૦
હાંસુનઇ લોકા નગરઇ માંડસઇ રે કોએ ન ઘાલઇ આહીવી હામ કું૦
તઇં નવિ રે લોપી આન્યા માહારી રે; તેડઇ આવ્યુ તતકાલ. કું૦
વહઇલું રે વિનયે કીધું એવડુ રે, મુઝનઇં એ કિમ ઢાલ? કું૦
હુંતી રે આસ્યા બહુલી તાહરી રે જાંણ્યું રહઇસહઇ તુજથી સૂત્ર. કું૦
દ્યુ નઇ રે બોલ, કુંયર માહારા રે, હઈકું હીંસઇ અહ્મચઉં પુત્ર. કું૦
મરણઇં ન બીહનઉ, રે બાલક બાહૂયા રે, મુખકું પુણ્યમ ચંદ. કું૦
સાદ કરતાં શ્રવણે સાંભલઇ રે, મોટઉ દીસઇ એ ફિંદ. કું૦
અહ્મે રે અપુણી બૈટા વિણ હુયાં રે, જે કીધું હાથે પાપ. કું૦
તેહનું રે મસ્તક ખાંડુ ખાંડણઇ રે, અહ્મે એહવાં માયબાપ. કું૦
હુતા રે વછ! વિશેષઇં ગુણ ઘણા. રે દેખાડીનઇં દીધઉ છેહ. કું૦
લહુડઉ રે ગુણ બહુલે તું દીઠડઉ. રે. તઇં કાં પાડયા હાડે વેહ? કું૦

ક્ષણુ એક રે અંગજ ! તુ નવિ વીસરઇ રે, કઇ હોઇસિ નીસાલિ. કું૦
રુડુ રે નામ તુહ્મારું સોહામણું રે. તોરી રામતડી સંભાલિ. કું૦
આણુઇ વદનઇ રે, કુંઅર ! હું ધવરાવતી રે, તે મુખ ખંડુ આજ. કું૦
બોકુ રે ગાલે દેતી દીકિરા ! રે તે મુઝનઇ નહીં લાજ. કું૦ બો૦
તુહ્મ વિણ રે પ્રાણુ થાઇ અહ્મ આકલા રે. કોણિ કાલજ માંહઇં. કું૦
ભીતરિ રે આગિ છાની જલઇ રે. ધૂંય ન સહઇણુ રે જાઇ. કું૦ બો૦
નયનાં રે આસૂ ધૃત સમ જાંણીઇ રે. કોણિ તેણુઇ સંચાઇ. કું૦
તેણુઇ રે વિરહ દાવાનલ ઊલટઇ રે. અંતર જલણુ જલાઇ. કું૦ બો૦
આગણિ રે આવી માગુ સૂખડી રે. બોલાવઉ કરી માય. કું૦
આવઉ રે દ્યઉં સીઆમણુ, વાછડા રે ! તેડઇ વાર મ લાઇ. કું૦ બો૦

## દૂહા

ઇમ વલવુંતા ગાઇતાં વિરહ વૈરાગી બોલ
મસ્તક ભૂકુ નીપનઉ. એતલઇં હુઉ ગોલ.
સંસ્કારી કરઇ શાક તે નીપાયુ પલ તેહ,
કર જોડી સાહા વીનવઇં, "નીપનૂં ભોજન એહ.
ઊઠઉ રખિ કરઉ પારણૂં ; ઇચ્છિયું દ્યું તુહ્મ ભાવિ."
તવ ચીંતઇ રખિ કારિમઉ, "મન રાખ્યું પિય ધાવિ.
સત્ત ન ચૂકાં, થિર રહ્યાં; દીધું કર્યું પ્રમાણિ.
જગમાં એ સરીખાં ભલાં તણી નહીં કો ખાણિ.
જણુણી ! તઇં ભલઇં જનમીઆ સાહ સગાલ સમાન
પુત્ર વધી દઇ દાનવર; ધીરપણું અસમાન.
પરદુખકાતર એ સમઉ હૂઇઉ નઇહોસઇ કોએ.
વણિગ માત્રમાં પરગડઉ દાન થકી તે હોઇ.

## ચુપઇ

રાખ્યું ચિત્ત કામિ એણુઇ ઘણું; તેહનઉ વિસ્તર ચેતુ ભણુઉં ?
પરિપરિ દગધાઉ એ સેઠ, સત્ત ન મૂંકયઉં એણુઇ નેટ.

હવઇ એક ઉપાયું મર્મ; તેણઇ કરી ચૂકવીઇ ધરમ.
કરું કૂડ; મનિ ન ધરઇ રોસ, વાંઝીઆ તણઉ ચડાવઉં દ્રોસ.
કિમ દેસઇ એ ભોજન પછઇ ? હવઇં દીકિરુ એહનઇ ન છઇ.
સત્ત ચૂકાંડું એ, પરિ કરી" હઇયા માંહઇ વાત એ ધરી.
તવ તે દેવ રૂપનુ નિરાજ બોલઇ, "ઇમ ન સીઝઇ કાજ.
પુત્ર રહીત ઘર સૂનું થયું; એ શ્મશાન તુલ્ય તાં કહ્યું.
હવઇં ન લેવઉ મઇ આહાર," અપુત્રીયાનઉ દીધઉં ભાર.
પુત્ર વિના સત દીવા કરઇ તુહઇ અંધારું જાણઉ સિરઇં.
यतः ।

अपुत्रस्य गतिर्नास्ति स्वर्गो नैव च नैव च ॥
तस्मात्पुत्रमुखं दृष्ट्वा स्वर्ग्रो गच्छति मांनत्ता ॥

સેઠિ વિમાસઇ, "કરવઉં કિમ, ધર્મ્મ રહઇ પોતાનઉ જિમ્મ ?
નથી પુત્ર પોતઇ માહરઇ; તેહ ભણી ભોજન નહી કરઇ.
આહા માહા મંડઇ તે ઘણું, પુણ્ય રહ્યું, નારી ! આપણું.
જઉ અતિથ એ પાછઉ વલઇ તુ જશ સઘલઉ જગમાં ખલઇ.
સિરિજ્યા કાં તઇં, સરજણહાર, જઉ ન રહ્યઉ મોટઉ વ્યવહાર ?
અન્ન અવારી મુઝ ઘરિ હતું. એહનઉં મઇ નવિ કીધઉં વતું.
માનવભવ મુઝ વિફલી ભયુ, પુત્ર વિના વલી આકુલ થયુ.
પુત્ર વિનાસ્યુ એ રખિ માટિ, તુહઇ ન વાતુ આવી ઘાટિ.
સઇંભૂ કર્મ અહ્મારું અસ્યું, નિર્દ્ધનનઉં વિમાસ્યું જસ્યઉં.
કુણ કર્મઇ એ છલમાં પડયાં ? કીધાં કર્મ આવીનઇ અડયાં."
કહઇ સન્યાસી, "કા હો વાંણિ, દુઃખ ધરંતુ આણઇ કાંણિ.
મઇલુ પુત્ર વિહુણઉ જેહ, ચોખઉ નવિ થાઇ તે દેહ.
જાતઇ મઇલઉ જે ચાંડાલ બીજઉ જીવવધીનઉ ઢાલ.
ત્રીજુ લોભી જે બહુ હોઇ, પરઅવગુણ બોલી મલ ધોઇ.
ચઉથઉ જે અણદીઠઉં કહઇ, આલ ચડાવઇ, પરનઇં દહઇ.
કૂડી સાખિ ભરઇ પર તણી, અછતી વાત કહઇ અતિ ઘણી.

થાંપણિ મોસઉ, ચાડી કરઇ, પરાપવાદ ઘણા ઊચરઇ.
સ્નેહ. વિચઇ જે પાડઇ ભંગ, તે મઇલઉ કર્મઇ માતંગ.
ચોરીકારક મઇલઉ કહ્યઉ; ક્રોધી, કપટી મઇલઉ લહ્યુ;
નાસ્તિકમતી તે મઇલઇ ભર્યઉ; જૂઠાબોલઉ આગલિ કર્યઉ;
મલતુ વીવાહ જેણઇ ભાજીઉ; એતલાંથી મઇલઉ વાંઝીઉ."
હાથ ઘસઇ સાહ, હઇડઉં હણઇ; "પોતઇ પુણ્ય નહી આપણઇ.
ઉછઇ કર્મઇ કાં અવતર્યા? અરથ ન સીધઉ. દુઃખઇ ભર્યા."
સુકુલીણી નારી કહઇ, "સુણઉ, કાંઇ દીન વચન તુમ્હે ભણઉ?
રાખઉ સત. નહીં ચૂકઉ ધર્મ. અછઇ સદાફલ તુમચઉ કર્મ.
મ કરુ વિમાસણ એહની કસી. ઉદર માહરઇ સુત રહ્યઉ વસી.
સાત માસ મુઝ ઉદરઇ થયા; તે જગદીસઇ કીધી મયા.
રખિ કહઇ તુ દેખાડું તેહ, ફાડી ઉદરનઇ કાઢઉં એહ.
અછઇ પુત્ર એ નિશ્ચઉ સહી" તતક્ષિણ શુદ્ધ છરી તવ ગ્રહી.
ઊપાડી ઘા મેહલઇ જાંમ, તતક્ષણ હાથિ ગ્રહઇ મુનિ તાંમ.
"માગિ, માગિ વર, તૂઠા અમ્હે. જે જોઈ તે માગઉ તુમ્હે.
સત્વવંત, નઇ સાહ સધીર, ગુણે વડુ, વીરાતન વીર.
તુઝ ગુણ ઇંદ્રિ વખાણઇ ઘણું; તેણઇ થિર મન ન રહ્યું મુઝ તણું."
પ્રત્યક્ષ દેવરૂપ તે થયુ, "વર માગુ." એ બોલજ કહ્યુ.
થયુ દેવ અતિ અદ્‌ભૂત રૂપ. સૂર્ય થકી તે થયુ સરુપ.
સકલાભર્ણ ધર્યાં નિજ દેહિ, દીઠઇં દુસ્કૃત હુયાં છેહિ.
નર નારી બે રહ્યાં કર જોડિ, "સ્વામી આ કાં કીધી ખોડિ?
દેવં, રૂપ રખિનું તઇં કરી, કાં તઇ અહ્મ કાયા દુઃખ ભરી?"
કહઇ દેવ, "તવ દાન પ્રભાવિ ઇંદ્રઇ વખાણ્યુ સહઇજસભાવિ.
મઇ નવિ માન્યુ એહવઉ બોલ, ઇંદ્રઇ બોલ્યઉ બોલ અતોલ.
વિંક્રય રૂપ કરી મુનિતણું કર્યઉં નીર વિક્રય મઇ ઘણું.
કૂડ સબલ તુઝ સાથઇ કર્યઉં, એ વિરૂપ વિક્રય મઇં ધર્યઉં.
સત્વ પરીક્ષા બહુ પરિ કરી. તાહરી મતિ તેણઇં નવિ ફિરી.

સબલા ગુણ દીઠા તુહ્મ તણા, ઇંદ્રઇ વખાણ્યા તેહથી ઘણા.
'બહુ યુગ નામ તુહ્મારું રહ્યું' વૃયણ એક એ અહ્મે કહ્યું.
સત્યવંત રા હરિચંદ હુઉ. અન્નદાની તૂં સુપરિસિઉ.
સત્વવંત તૂં, સેઠિ ! અપાર. સતી ભલી ચંગાવતી નારિ.
કુંયર સાહસ ભૂરિ ઉદાર. માતપિતા વચિ નહી અવિકાર.
પિતા ભગત એહવઉ નહી કોએ, નરનારી સબલાં તુહ્મિ દોએ.
તે ભણી તૂઠા વર દ્યું અહ્મે, જે જોઈઇ તે માગુ તુહ્મે."
બોલ્યુ સેઠ, "સ્યું વર મુઝ કહૂ ? તૂઠા ભલા, અણબાલ્યા રહૂ.
વાહલઉ પુત્ર હતુ અહ્મ તણઉ, 'તૂઠઉ, તૂઠઉ.' હવઇ સ્યું ભણઉ ?
વધ્યઉ પુત્ર જે નાહ્નઉ બાલ, દોહલી, દેવ, પેટની ઝાલ.
કૂડ કરી મરાવ્યુ તુહ્મે, તેહ કથન સ્યું બોલું અહ્મે ?"
બોલઇ દેવ, "સેઠ, તુહ્મે સુણઉ, છઇ જીવતુ સુત તુહ્મ તણુ.
કરી કારિમું કુંયર સ્વરૂપ દેખાડયઉં એહ નવિ રૂપ."
સેઠિ કહઇ, "કિહાં કૂયર સો એ ?" "નેસાલઇ ભણઈ છઇ જોએ.
કિસ્યું વયર નથી આપણઇ, કાંઇ, સેઠ, કિસ્યું કણમણઇ ?
ન માનઈ, તુ જો નેસાલ. હતુ તસ્યુ છઇ તિહાંકણિ બાલ."
પિતા ગયુ જોવાનઇ જામ, પુત્ર નેસાલઇ દીઠઉ તાંમ.
દેઇ સાદ બોલાવઇ સાહ, હતુ વિષાદ અનઇ ઉછાહ.
"ચેલઈયા, આવઉ નિજ ઘરે. માય મિલીનઈ આનંદ કરે."
આવ્યુ પુત્ર. મા હરખી ઘણું; સાંઇ દીધઉં સોહામણું.
ઉછંગ લેઈનઇ બોકા દીઇ, હર્ષાશ્રવિ મસ્તકિ સીચીઇ.
"ભલઇ મલ્યઉ તૂં, પુત્ર ! સુહેજ, સોવન કાંતિ, અનોપમ તેજ.
લોચન મન ઠરીઆં સહી આજ, તુઝ દરિસનિ સીધાં અહ્મ કાજ."
પુત્ર કહિ 'મા, સ્યું દુખુ ધરુ ? પિતા, વયણ સાચાં ઉચરુ.'
માંડી વાત કહી જે હતી, "'આવ્યુ દે થઈનઇ યતી.
તેણઇ પારખું બહુ પરિ કર્યઉં; તે નવિ જાઇ હઈ ઉચર્યઉં.
વજ્રલોહ હઈઆં અહ્મ તણાં તેહ થકી કાઠાં અતિ ઘણાં.
તે કીધઉં જે ન કરઇ કોઇ, સત્વ ન ચૂકાં આપણ તો એ.

પછઇ દેવ એ પરગટ થયુ; વર આપઇ છઇ વલી સાંમલઉ."
કહઇ કુંયર, "વર માગઉ, માય, રખે સત્ય ઉછેરું થાઇ.
"દાંનોપરિ મન જેહવઉં અછઇ, તેહવઉ ભાવ રાહજો પછઇ."
તે 'વર દીધઉ તેણઇ દેવિ. ચંગાવતી બોલિ સંખેવિ;
"પતિવ્રતાનઉં જે પાલિવું, તિહા મન મઇલું મુજ ટાલિવઉં."
"માતપિતાની ભક્તિ વિશેષ હૂજો મન માહરું સુવિશેષ."
ત્રીણઇ વર માગ્યા તે દીયા; સુર સંતોખીનઇ ચાલીયા.
જઈ સુરલોકિ વખાણ્યુ સાહ, "પુણ્ય તણુ તે લઇ છ લાહ."
ઇંદ્રાગલિ ' વાણિ ઉચરી, સુરલોકઇં કીરતિ વિસ્તરી.
હવઇ પાછલિ ધર્મનગરી માંહિ નગરલોકિ સુણીઉં ઉછાહિ.
વિસ્મય રૂપ કોલાહલ થયુ. તસ ઘરિ બહુ જન જોવા ગયુ.
સુણઉં રાઇ; તિહાં આવ્યા ઘઇરિ; વધાવાની કીધી પઇરિ.
નગર શૃંગાર કરાવિ રાય. •ઘરિ ઘરિ ગૂડી ઉંચી થાઇ.
તલીયા તોરણ, વનરમાલ રંગિત સોભઇં ઝાકઝમાલ.
ગીત ગાન બહુ નારી કરઇં; સાજન હઈડાં બહૂલાં ઠરઇ.
કુંકુંમહથા યાચક દાંન દઇ દેવરાવઇ રાઅસમાંન.
નર માંહઇ પુણ્યવંત પ્રાણીઉ સગાલસાહ દીસઇ વાંણીઉ.
આવ્યાં વધાવા ઘરિ ઘણાં મામા કાકા ગોત્રી તણાં.
સત્વ સાંભલી રીઝઇ લોક, હર્ષ ધરી તનઇ મૂકઇ શોક.
"સગલ સેઠ સૂરુ ઇણઇ કાંમિ, જાઇ પાપ તુહ્મારઇ નાંમિં.
ઇમ ન રહઇ મન માનવ તણું, તઇં શોભાવ્યું પુર આંગણું."
દઇ રાજા પંચાંગ પસાય, ઉપરિ આપિ વલી કઆહિ.
નગરિ મંત્રિ મુખિ થાપીઉ, તસ યશ તિહુયણમાં વ્યાપીઉ.
અતિ આંડંબર નગરઇ કર્યઉં, •હીંડઇ બહુ જનસ્યું પરવર્યઉં.
આગઇ આઇ દાન દઇ ઘણું, વલી માન હુઉં રાજા તણું.
સેઠ નગર્વી દીસઇ સાર; દીન દુસ્છનુ તે આધાર.
ભુ પર સુરતરુ સમાંણું સોઅે. તસ જાંમલિ નહીં બીજઉ કોએ.
તિહાર પછી બહુ શત્રૂકાર ઘણઉ જમાડઇ વર્ણ અઢાર.

જતી ગૃહી જે માગઇ અન્ન ઘૃતસું જુક્તાઇં ઠારઇ મન્ન.
દાંન પ્રભાવઇં સુર સવિ મિલી આવી અમૃત બોલઇ વલી.
'દાંન થકી કૈલાસઇં વાસ,' શંભુ ભણઇ, 'હોજ્યો સુપ્રકાશ.'
વદઇ વલી, 'સુર સકલ મઝાર બઇસેવું તઇં સહી અવધારિ.'
અસી આસીસ દીઇ સવિ દેવ, 'સુર નરપતિ તુઝ કરસઇં સેવ.'
સાહા કહઇ, "સુરનગર ન કાંમ. આપજો અવિચલ સુખ ઠાંમ.
કરવઉ ધર્મ, કહુ, મઇં તેહ, અજરામર પદ લહીઇ જેહ."
સુર બોલઇ, "તે ધર્મ ઉદાર દયામૂલ ભાખ્યુ સુખકાર.
દેવ નિરંજન જાણઇ જેહ, તે આણઇ ભવ કેરું છેહ."
સંપુહુતા નિજઠાંમિ દેવ. કરઇ સેઠ સંતની સેવ.
ઇમ યૌવન પાંમ્યુ ચેલીઉ, પરણાવ્યુ અનુપમ મહેલીઉ,
ઘર વ્યાર કરઇ સુત સોએ. હલૂકર્મી તે પ્રાંણી હોએ.
ચંગાવતી તીહઇ પાણિ તિમ્મ, ભવસાંતરિ સુખ લહઇસઇ જિમ્મ.

ઢાલ

(ભાણેજ નઇ જવ રાજ એ)

અનુક્રમઇં તેહનઇં સાધુ મિલીઆ. ધર્મ દેસન શ્રાવ એ.
દયામૂલ સુધર્મ જાંણ્યુ. સુદ્ધ સમકિત પાવ એ.
જિનદેવ સેવા, સગુર કેરી બ્રહ્મધારી જે હવા.
બાહ્ય ભીતરિ નહીં ય મમતા. લહ્યા ગુર પણિ તેહવા.
ગુર કહઇ, સમકિત્ત શુદ્ધ પાલુ; રખે શંકા આદરુ.
તસ પાંચ દૂષણ દૂરિ કીજઇ. વલી બીજા પરિહરુ.
મૂલ સમકિત ધર્મનું: વ્રત બાર શાખા જાંણિ.
આચાર બહુલા તેહના, પ્રતિશાખ રૂડી આણિ.
ગુણ શ્રાવકા જે ઘણે ભેદે, આવલી એ પત્ર.
પુષ્ફ સુરનરસુખ કહીઇં. ઋધિ તાસ વિચિત્ર.
મુગતિ કેરાં ફલ સહેજાં. તૃપ્તિ બહુલી થાઇ.
જે વાવર્યાથી સકલ દોષા રોગ દૂરિ પલાઇ.
સબ લોકનઇં આરાધવા ગ્રંમ તેહ પૂજણ ચોગિ.

હૂઇ અનંતાં સુખ ભોગી. કહીંઇ ન પડિઇ શોગિ."
તે સાર ગુર દેસન સુણી ઘણી ખપ તિહાં આદરી.
કારિમાં સુખ સંસાર કેરાં રહ્યુ સાહ તે પરિહરી.
ભાવ સંયમ શુદ્ધ વેઈ લહ્યઉં કેવલ ગૃહીપણુઇ.
સુરદત્ત વેષઇ જહીં પૂજા સકલ સુરપતિ તિહાં થુણુઇ.
આણિ બહૂલઉં તેણુઇ ભવસ્થિતિ પાલીઉં નિર્મલ થઈ.
ભવ્ય પ્રાણી બૂઝવ્યા. સુખ ભોગવઇ નિશ્ચલ થઈ.
અનુક્રમઇ ચંગાવતી નઇ સુત પામીઆં સુરલોક.
એકાવતારી સો હુઈનઇ હોસઇં ગતશોક.

એ સાહ સબલઉ દાંનધારી ચલ્યઉ નહીં તે પારખઇ.
તાસ ગુણ જે સાંભલઇ તે ઠામિ બઇસઇ સારિખઇ.
વૃદ્ધતીરથ ગયા, ગંગા, દ્વારિકા ગોદાવરી,
કેદાર બદરી, હરિદ્વારા, સાર મથુરા વરપુરી,
અન્ય અડસઠિ સબલ તીરથ કરઇ જે ફલ હોઇ,
સાહ શ્રી સગાલ કેરુ રાસ સુણતાં સોએ.
વલી જૈન તીરથ કરઇ જે એહ જન તે સુણઇ એ રાસ.
અધિક ફલ એ સાંભલઇં ગુણ સેઠની એ ભાસ.
સુણી એહનઉ દાંન મહીંમા ગ્રહઇ ગુણ જે એહવઉ,
તે લહઇ સંપદ સકલ અવિચલ; થાઇ નિર્મલ તેહવઉ.
એ રાસ ભણતાં હર્ષ વાધઇ; સુગુણ સુણતાં પાંમીઇઃ
વલી આસ પૂરણ સકલ હૂઇઃ અનઇ વંછિત કામીઇ,
સોલ સંવત સતસઠઇ, માસ વૈશાખઇ વલી,
વદિ બારસઇં એ રાસ પૂરણ, હુઈ શુભ મનની રુલી.
વૃદ્ધશાલા ગુણવિશાલા × × × ગૈછપતી;
તસ આણપાલક કનકસુંદર કહઇતુ 'વઝાયાં યતી'
વિબુધ શ્રોતા ! રાસ સુણતાં હર્ષિ ભાવ સુ આણજો.
શશિ સૂર મંડલ તપઇતાં જાં રાસ એહ વખાંણજો.

ઇતિ શ્રી સગાલસાહ રાસ સંપૂર્ણઃ ॥ સંવત ૧૬૭૦ લખિતં ॥

૩

# સુરદાસકૃત,
## સગાળપુરી
### રાગ ગોડી.

શંમરૂં વણાએક, પૂરે આશ ગવરીનંદન ગૂંણ લીલવિલાશ.
ગજવદન ગરવો ગુંણપત. સુધ બુધ રે તેહેને [1]શત.
મુષક વાહંન. તાત (નરેશ,) મહેશ. ઉત્તમ મત આપો ઉપદેશ.
ચતૂરમુખ તો છે રે બ્રંહ્મ. પ્રોહોઢાં છે તેહેનાં પ્રાક્રંમ.
તેહેની તંનઆ તૂં, સરસ્વતી. તાત તંમારો પ્રજાપતિ.
હું લઘૂ બાલ છૌં રે મત, કાંઈ ન જાણૂ અક્ષર, શત.
ધનજી ભટને લાગુ પાએ, ગાઉં જુગજીવન જાદવ રાએ.
હરી ભટનો તું રે તંન નિરમલ, લેખ કાંઇ તાહારૂં મંન.
હરીઆદ માંહે તાહારો વાશ. તાહારી પાશે કવે સૂરદાશ.
એ કથા જે શ્રવણે ધરે, પાતિક કોટ તેહેનાં પરહરે.
પુત્ર તણો તેહેને ન હોએ વિજોગ. ભૂંઅસ્થલમાં પામે ભોગ.
અરજુન, ભીમ, જુધિષ્ટર, ધરમ, નીકુલ શેહેદેવ ને ઉતંમ કર્ણ.
કરણ તણું સું કરૂં વખાણ, જેહેને તાત તપે રે ભાણ.
કુંતા સરખી જેહેને માત, પાંડવ પાંચ સરખા ભ્રાત.[1]
પ્રાતૂકાલ જેણે સમે થાએ, તેણે સમે દાન દેતુ કર્ણ રાએ.
શવા ભાર તાં આપે હેમ નખેત્ર તો તાં કુશલીખેમ.
શવા ભાર શોવંણ આપતો. કાઢું જભ્યાએ ફરી નહી બોલતો.
જતી સંન્યાસી આવે ક્રોડ. તેહેની સ્તુતિ કરે કર જોડ.
દાન દેતો ન કરે નાકાર. એહેવા ખત્રી કર્ણ દાતાર.
ખત્રીનું ખત્રીવટસૂં ચંત[2] વઢતાં વઢતાં આવ્યો અંત.
શમ્રર્થ સૂધ તે કર્ણજી જાણ પડયો પ્રથ્વી તે વેધ્યુ બાણ.[3]

---

ફ્રૂ૦ ૧ સઘલે વીક્ષાત ૨ મંન

૩ સમ્રર્થ તે સૂધ તે કૃષ્ણજી જાણ પડયો પૃથ્વી ને વેધ્યૂં બાણ.

નારાએણનું લીએ છે નામ રસનાએ બોલે રામ રામ.
તેણે સમે આવ્યા શ્રી હરી બ્રાહ્મણ કેરો વેષજ ધરી.
શ્રી કૃષ્ણજીએ વાણી ઓચરી. "માનભાવ! તૂં દાનેશરી.
માહારે મન મોટો ભાવ આવએો. તૂહુંને જાચવા હું આવએો."
"માહરા સ્વામી! સૂં આપીએ? કાંઈ સમીપ હોએ તે લેઈ સોંપીએ.
મણી માંણેક મોતી ભંડાર." કાંઈ નથી, કેહે કર્ણ દાતાર.
"હું કરી આવ્યો મોટી આશ. કાંઇ રે, કરણ! મોકલે નિરાશ?"
સૂરજસૂત કેહે, "સાંભળ. યતી! કનક તણી માહારે દાંતે રતી.
પંડિતજી! લાવો પાષાણ:" કુંતાકુંઅર કેહે ચતુર સુજાણ.
વલતા બોલ્યા શ્રી ભગવાન: એ તો કંહીએ મે નથી શેવ્યાં દાન.
અડબડતા આખૂડતા કંણ ગયા, તેટલે દયાલજી પ્રગટ થયા.
"માગ, માગ, રે, તૂં રાજંન! હું તૂઝનિ થએો તુષ્ટમાન.
હૂં તૂઝનિ ત્રુઠો રે દેવ. માગ માગ રે કણ! અસ્વમેવ."
"સ્વામી! તિલક બ્રંહ્મણને હાથે સાર. માત હસ્તક માહારો આહાર.
પુત્રતણે હાથે પંડદાન. મઆ કરો મુઝનિ, શ્રી ભગવાન!
સ્થાને વાસુ, ને સુકલે જન્મ. એ તૂં પ્રસંન જનાઅરજૂન.
નયણે નવ દેખું પર વસ્ત. તાહારે ચરણે રાખૂં મત.
પરઅસ્ત્રી વેલાં નુંપૂછક થાએ. સેહેદારા સૂં જોવંન જાએ.
સ્વામીકાજ માહારુ જાએ જંત. કુંઆરી ભોએ દેહન દે અંત.
ભક્તિ કરતાં ચંત ન ચલે સૂરજનો સુત સ્વર્ગ પલે.
આનંદ્યો અંગે અપાર દેખી કનક તણા ભંડાર.
સહુ દેખે સુનુ સોવ્રણ: હૈયે હરક્ષો ખત્રી કણ.
હેમ ભલૂં ન કરાએ ભક્ષ. અન વિનાં કેમ બેસૂ સક્ષ?
અન્ન વિનાં રહ્યો ટલવલી, જેમ જલછંડાવી માછલી.
ભૂખ ખત્રીની દેહને દંમે. અંન વીનાં લાંઘણ કેમ ખમે?
અન્ન વિનાં તેહેને પડે અપવાશ. સ્થાનકે બેશી થએો નિરાશ.
જેહેવૂં દીધૂં પોતાને પાણ, તેહેવૂં પામીજે નીરવાણ.

જેહેવું દીધું તેહેવું પામ્યા સહી; વાવ્યા પાખે કાંઇ લણીએ નહી.
કૃષ્ણ કેહે; "કર્ણ ! અવિધાર. તેં કોહેને કર્યો ઉપગાર ?"
"સ્વામી ! અભ્યાગત આવ્યો એક મંદિર માહારે કરી વિશેખ.
આગતસ્વાગત કીધી અતી. શોવંર્ણ ન લીધું એકજ રતી.
ખ્રૂધારથી હુતો અપાર. કરે કરી દેખાડયૂં દ્વાર."
કૃષ્ણ કેહે. રે કર્ણ ! અવિધાર. જે આંગલીએ દેખાડયૂં દ્વાર,
તે આંગલી મુખ માંહે ધરો. કર્ણ ! અહમારૂં કહૂં કરો."
મુખ માંહે મેહેલતાં વાર. પંચામ્રત આવ્યા ઓડકાર.
કર્ણ કેહે, "રે કૃષ્ણ ! અવીધાર. એક વાર મ્રત લોક અંવતાર.
અંનદાન હું દેઉં ઘણું: ખ્રૂધારથીતું દૂખજ હરૂં.
ભૂલો આવ્યો ને ઠાલો ગયો. તે માટે મારો દેહ દહ્યો.
દોયે કર જોડી કેહે સુરદાસ. "અંત્રિક્ષ આવ્યા શ્રી વૈકુંઠનાથ.
ક્રંણકથા થૈ રે પૂરી. હવે કેહેશું તે શગાલપૂરી. ૬૧

## રાગ ગોડી.

કાંતી નગરી તો નીજ વાસ. તાંહાંનો લોક છે લીલવિલાશ.
ધર્મ, દયા, મત સત અપાર. અસત ન બોલે એક લગાર.
બંગાલનો સુત શગાલ શેઠ. તેહેને ચેલઓ પડઓ પેટ.
શગાલ શેઠની અસ્ત્રી ચંગાવતી, ચેલૈઆની માતા શતી.
કૂડ કવદ્ય મારેગ તજે. શ્રી ભગવંતને ભાવે ભજે.
પંતની પતનૂં એકજ મંન, ચતુર ચેલૈઓ તે ધ્રંન ધંન.
ખંડ ખંડ તેહેની ચાલી ક્ષ્યાત તેહેને વખાણે શ્રી વૈકુંઠનાથ.
કૈલાસ વાસો વસે ત્રિપુરાર જોઉં શત એહેનૂં એક વાર.
જોઉં પારખું પીડા કરી. બારે મેઘ ! તંમ્યો ભાંજો ભરી.
બારે મેઘ ! તંમ્યો કરજો કાજં. ઉતાવલા થઈ વરશો આજ.
જોઉં જતી ઘેર કિમ આવશે. શેઠ શગાલ ત્યારે શત છાંડશે.

## રાગ મહલાર.

બારે મેઘ આવ્યા. ઝડ કરી. ત્યારે વરસ્યો અખંડ ધાર રે.
ચંદ્ર સુરજ નહી દેખીએ. નહી ઉઘડે એક લગાર રે. ૧

ઇસ્વરે અંતર જોઈઉ, કેહેવૂં છે એહેનૂં મંન રે.
એક ઉદર, પાણ પોઢા પાતલા. હરનૂં પરૂએ પચૂં છે તંન રે.
કોઢી કરૂપ કસ્ટીઓ હરને દાંતે બાધા શેવાલ રે.
પરુ તણા પરવાહા વેહે હરને મોંઢે ગલે છે લાલ રે. ૩
એહેવો મેલો વેશ ધરી કરી જૈ બેઠા દેહેરા માંહે રે
આનંદે અંગે અતિ ઘણો જોવા નીશર્યા નર ને નાર રે ૪
તેહેવે દેવલ દાખઉ બેઠા દીઠા દેહેરા માંહે રે.
"સ્વામી ! દેવ તણો તૂં દેવતા હું પામી પરમ નિધાન રે, ૫
મુઝ દીન ઉપર દઆ કરો જેમ થર પુર પાવન થાએ રે."
પછી શેઠ શગાલ ચંગાવતી પેલા જતીને લાગે પાઅરે.

## રાગ અંદોલ ગોડી

સ્વામીજી એણી પેર બોલે છે અભ્યાગત રે,
"સાંભલો નિ સૂધી વાત રે.
હું કિમ્ આવૂ? જૂઓની દુખ, સૂં કરૂં, જો દીલે રે?
જોગ ને, જુઓ રે, ભાઇઓ ! નહી મલે રે.
રગત રાખુ ન રેહે પરૂ તણા પરવાહા વેહે,
દારુણ દૂખે દેહ" એમ કેહે રે.

## રાગ મલાર

શેઠ શગાલ ચંગાવતી વલતાં બોલ્યાં વાણી એમ રે.
"માહારા શ્વાંમી ! મંદિર પધારીએ હું તો શેવ કરૂં અંનુદિન રે
વેહેલા થાજો. વાર મ લાયો. સી માંડી પૂછાપૂછ રે ?
પછે અસ્ત્રી ભરથારે ઉચલ્યો, ઓછંગે લીધો અતીત રે.
અતીત અંગે ઉતરે લોહી પરૂ તણા ઓઘરાલ રે,
ચંત કેહે એહેનું (ન) ચલે ક્ષણ માત્ર એક લગાર રે.
શતી તાં એહેવી શાધવીઃ તંમ્યો સાંભલો મોહરા નાથ રે,
જો-જો જતીને વાજતૂં રખે ખૂચતા આપણા હાથ રે.
જુગતે જતીને જાલવે હૈઅડે આણે અતિ હાશ રે
એમ કરતાં લેઈ આવઆં તે પોતાને અવાશ રે,

વીંઝણો લેઈને વા નાખે એહેવી કરે આગતસ્વાગત રે.
શેજ તળાઇ ઉશીશડાં હરને મસૂરીઆં બેહુ ગાલ રે.
એમ કરીને પાથરાં, સ્તૂતી કરે શેઠ શગાલ રે.
પછે વલી ઉતાવલાં એમ રશોઈ નીપાઆં રે.
પંચામ્રત પ્રીશી કરી 'માહરા શ્વાંમી ! તમો જમો રે.'
વલતા અભ્યાગત બોલીયાઃ "તંમ્યો શાંભલો શેઠ શગાલ ! રે.
તમારા મન માંહાં છે જે અંનનો એ કરશે આહાર રે.
અંન તણી માહારે આખડી કાંઈ થઆ છે બહુ દ્દિન રે.
મુઝનિ પૂછો તો કહું હું તો માંશ કરૂં ભોજંન રે"
આણૂં અખાદ અજા તણૂં તેહેને વેગે. ન લાઓ વાર રે.
પ્રીશીને આગલ ધરૂં. હવે તેહેનો ન કરૈ આહાર' રે.
વલતાં અભ્યાગત બોલીઓઃ "તૂં શાંભલ, શગાલ શેઠ ! રે.
એક અન્યોપંમ ચેલૈઓ તે પડઓ તાંહારે પેટ રે.
તેહેને વધ કરો ઉતાવલો. જાઓ કાંઈ ન લાઓ વાર રે.
મુઝનિ પૂછે તો કહું હું તેહેનો કરીશ આહાર રે."
"સ્વામી ! પુત્રવાત તો પાધરી, આપણે ઘેર છે જેહ રે.
માહારા સ્વાંમી ! શવારૂં શે ન કહ્યૂં ? ખૂધા પીડે તહમારી દેહ રે.

## રાગ મારુ

વેહેલા થાઓની માહારા નાથ ! રે
લાવો. ગીઓ છે નીશાલીઆની શાથ રે. ૧
માહારો લાડગેહેલડો પૂત્ર રે,
તે તો ભણવા ગઓ છે સૂત્ર રે. ૨
માહારા વાહાલા ! તૂં વેહેલો હીંડે રે.
એક જતી ને ખૂધા પીડે રે. ૩
એહેવી શાંભલી જતીએ વાત રે.
બે રૂપ ધર્યાં જદુનાથ રે. ૪

એક બેઠુ રહ્યુ અવાશ રે,
બીજુ ગઉ ચેલૈઆને પાશ રે. ૫
" તૂં તો શાંભલે, ચેલૈઆ ! વાત રે.
તૂંને મારશે તાહરો તાત રે. ૬
ઘેર આવ્યો અભ્યાગત એક રે.
તેણિ વાત કરી વશેખ રે. ૭
તેં તો અંનની વાટે ન જાએ રે
તાહરા તંનનૂં અખાત ખાએ રે. ૮
તૂંને બાપ મારે વિશવાસી રે
તૂં તો જા ની ઘડી બે નાહાશી રે. ૯

રાગ ધન્યાશ્રી

ત્યારે નાંધડીઓ નીશાલીઓ રે બોલ્યો વાણી બાલઃ
" માહરા શંન્યાસી ! શાચૂ સૂણો રે, સ્વામીજીએ કીધી માહારી શાર. ૧
હું તો ઉમઆ અંગથી ઉપનો રે, પીડાએ પ્રશાવ્યો રે પૂત્ર.
માશ દશ દુખ ભોગવ્યૂં રે, માતાએ ધોયાં રે મલમૂત્ર. ૨
હૂં તો પાલીને પ્રોઢો કર્યો રે, તેહેને કિમ દેઉ રે પૂઠ ?
કહ્યૂં ન માને માત તાતનૂં રે તે છોરૂને નહી હોએ રે છુટ." ૩
ત્યારે કુંયરે કર ખડીઓ ગ્રહ્યો રે, માથે પાટી રે સાર,
ચરણ વાહે ઉતાવલો રે, પિતાજી ને કીધો રે જુહાર. ૪
ચરણ લાગો ચંગાવતી રે, માતાએ દીધી રે આશીશઃ
"માહારા કુંયર તૂં કાડામણા ! છેદવાને આંણ્યો રે તાહારૂં શીશ !" ૫
×" માહારી જનુની ! વાર ન લાઇએ રે, વેહેલી થા રે મોરી માત !
પેલા જતીને જમાડવા રે, અંમ્યોને કરો રે ઉપઘાત. ૬

વલણ*

ઉપઘાત અંમ્યોને કરો, માતા કર જોડી કુંઅર કહે,

× જનની જેડિ ન લાઇએ રે વેહેલી થા રે માહારી માત.
* રૂઢિ.

હવે વધ્ય કરો ઉતાવલી. ભૂખ જતીને દેહ દહે. ૭
એહેવો સાત વરસનો બોલે વાણી શા માટે શાંશો કરો ?
હવે વિધ્ય કરો ઉતાવલી, તંમ્યો માયા મનથી પરહરો. ૮

### વલણ

પરહરો માઆ છેદો કાઆ, હૈએ હરખ આંણો. હસૂં.
તમારે હાથે માહારા પ્રાણ જાએ તો વેગે વૈકુંઠ જૈ વસું.

### રાગ કેદારો

વેગી હોરે, માત મોરી ! છોરો કેહેતોં હે બેરોબેરી.
ભૂખ જતીકું પીડા ભારી.
અરથ ગરથકા માત ! લોભ ન કરના, ઉડ ચઆ પછી માતા ! પડા રે ભંગાણ.
હમ તમ છૌ રે માતા ! દૂર પૈઆંણ.
કીશકી ભેણ ? માતા ! કીશકા રે ભાઈ ? શખા મલે હી બાટ બટાઈ.
જો રે જી(એં)ગે માબાપ ઓર માઈ, ત્યારે પાએગે માતા પુત્ર ભલાઈ.
તબ આપોપે (માતા) મંદિર પલાઈ
કરે વિલાપ અંતર દૂખ આણી. નૈયણે નીર વેહે જલપાણી

### રાગ વેરાડી

ચતુર ચંગાઈને શેઠ શગાલ બોલે બેશાડો ચેલૈઓ બાલ,
ભાવે ભગ્ત રામની કરી, ચેલૈએ શમર્યા શ્રી હરિ.
નાંધડીઓ રાખો નિરધાર, પાલી લેઇને કરો આહાર,
પુત્ર ચેલૈઓ ચતુર સુજાણ માબાપે મલી લીધા પ્રાણ.
પુત્ર અખાત પાક જ કરી માતાએ રાંધૂં ભાણ્ડે ભરી.
ચાલી પૂરીને મૂકી પાશ, "જમો, જતી. મુને દીઓ આશ."

એ તોહોએ પ્રંડીત જમૂં નહી. શારૂં મસ્તક રાખૂં કહી ?
એ રાંધૂ તમે અંગ જ શહી. શારૂં મસ્તક રાંધૂ નહી. "
પતની પત બેહુ લાગે પાએ. "માહરા સ્વામી ! તમને અંણુખ જ થાએ."
"તો ઉતરશે માહારી રીશ, બેહુ જણાં મલી એહેનું ખાંડો શીશ.
અંતોઅંન્ય ગાઓ ખાંડણાં. જો આંસુ પડે તમ તણા
તોયે તમ્યોને દેઉ શ્રાપ. ભૂખો ઉડી જાઈશ આપ.

### રાગ પરજીઓ

દૂવાંઝ પોકારે થડ ચઢી "કાંએ જનમી મોરી માએ ?
પુત્ર ! પોઢો પારણે. વહવને લાગી રે પાએ.
પુત્ર, પુત્ર, કુલતર પુત્ર. કરશણ પુત્ર આગેવાન.
જેહેને પછોકે પુત્ર નહી તેહેનો ધ્રહા કુઆ નવાંણ
શેઠ શગાલ કેહે રે "હેઆ ! રહેજે હાથ તો
ટલતો રખે અંગતો
મસ્તગ ખાંડતાં ચેલનૂં રે.

ખાંડણા માંહે મેહેલ્યૂં છે શીશ
કાંઈ નથી રીશ માએ બાપને રે.

માહરા કુંયર ! તાહરૂં કોમલ ખાંડણૂં અંગ
મિ પાપણીએ ભંગ કીધૂં ચેલૈઆ રે.

માહારા કુંઅર ! તૂંને ભમરૂલી ભાવતી
બોલાવે ચંગાવતીઃ કાલા બોલ દ્યો રે.

માહારા કૂઅર ! તાહારી નાશિકા તો નીરમલી
દાંત તે દાઢેમ કલી, માહરા ચેલની રે

માહરા કુંઅર ! તાહારાં અધર તાં રાતાં
શેઠ શગાલ કેહે આતા ! મુહંને બોલ દ્યો રે

માહારા કુયર ! તાહારી કેડનો ફૂણદોરો
તૂઝ સરખો ને ગોરો કાલા ! કો નહિ રે

માહરા કુઅર ! તૂહંને પાશે લેઈ જમાડતી
સીધાશણ માંડતી કાલા ! બેશણાં રે

મેં જાણૂં મોરે પાએ વહૂ લાગશે
કુલને અજવાળશે માહરા કુંયનું રે

માહારા કૂઅર ! તાહારી સૂખડી પહુઆ દાલીઆ
નાંધડીઆ નીશાલીઆ સહુ આરોગતા રે
ખાંડણૂ ખાંડતા બાંહોડલી શે ન ત્રૂટે ?
આંખડલી શે ન ફૂટે ? કાલાને ખાંડતાં રે
પુત્ર તણા મોટા તે વિજોગ
કેમ મન રાખૂં (શોગ)? અવની વેહેર દીઓ રે
ખાંડણૂં ખાંડતાં આંસૂડાં પલાએ
રખે ઉઠી જતી જાએ ઘેર આપણેથી રે

**રાગ રામગ્રી**

ચતૂર ચેલૈઓ શૂર. શીશ તેહેનો કીધો ચૂર.
ખાંડીઉ માબાપ મલી રાંધઉ આપ
આગલ તે મેહેલૂ પ્રીશી.
બોલ્યા તે વાણી હસીઃ
વેહેલા થઈને આરોગો માહરા સ્વામી ! સંન્યાસી !
હવે કાંઈ કાઢો વાંક ?
સુરત જિમ કરે રાંક.
વાંઝીઆનું અંન કિમ લીજીએ અગ્રજ પાક ?
લીઓ અંન તમ પહરૂં
માહરિ પાછો હું પરવરૂં
વીમાંસા વીના એહેવૂં સૂં કહૂં ને સું કરૂં ?
તમારૂં ન આવે કાજ,
પાણી પીવાને અગ્રાજ.
વાંઝીઆનું અંન તો કીજીએ ત્યાજ
માથે લાગું રે કરંમ.
હવે કીજીએ સું કર્મ ?
લાભની હુતી વલી આસ્યા મુલગા ખોહીએ રે કર્મ.
શતી કેહેરે 'કંથ પ્રાણ.
પ્રથવી એહુ પડીઆ પાણ
પુત્રની તે હવી હાણ જતી જમ્યો નહી નિરવાણ.'

શતી કેહે સીશ નામી:
શાંભલો, શંન્યાસી ! સ્વામી !
હજી હું વાંઝણી નથી. માહરા સ્વામી ! સંન્યાસી !
ખોલૂં નહી સ્વામી જુઠું
દેખાડૂં નિ તમે ઉઠુ
માંહારી કુખે છે સ્વામી ! બીજુ રે બેટુ.
ચતૂર ચંગાઈ સતી
હાથ માંહે લીધી: કાતી
ઉદર વાહે તાં વલગા શ્રી કમલાપતિ.
માગ માગ રે તૂં વર
તુંને ત્રુઠા શ્રી વીશંભર
બોલાવ ચેલૈઓ તાહારો પૂત્ર સૂંદર.
તેડતાં તે આવ્યો તંન
અંગ દીધૂં આલિંઘન
સ્વામીજીએ પૂત્ર આપો જેહેવાં આપણ પામ્યા તન.
માએ બાપ તે ચેલ પૂત્રને નરખે.
પાશેથા દઆલજીના ચરણ પેખે.

રાગ ધન્યાશ્રી

દીનાનાથ દઆ કરી, શાહેલડી, ભવદુખ ભાંજે જેહ
શેઠ શગાલ ચંગાવતી શાહેલડી રે ભવદુખ ભાજે જેહ
પુત્ર ચેલૈઓ તેહ શાહેલડી રે
કાંતી કેરા લોક તે આવ્યા અમારે શાથ શાહેલડી રે!
ચોરાસી ચહુટાં ભલાં, શાહેલડી રે, જે છે કાંતી મુઝાર
તે કૈલાશે વાશો વશીઆં શાહેલડી રે !
દીનાનાથ દઆ કરી.
એરે કથા જે શાંભલે તેહેને કીપા હોએ મોરાર
જંનમ જંનમનાં અંઘ ટલે
એ કર જોડી કેહે સુરદાસ: અંત્રીખ આવ્યા શ્રી વૈકુંઠનાથ.

# સૂરદાસકૃત

## કર્ણ વખાણ

### રાગ ગુડી.

સમરૂં વણાયગ પૂરવિ આસ ગવરીનંદન લીલવિલાસ.
ગજવદન ગિરૂઉ ગણપતિ, સિદ્ધિ બુદ્ધિ જેહનિં બિહુ સતી;
મૂષક વાહન; તાત મહેસ. ઉત્તમ મતિ આવુ ઉપદેશ.
ચાતુર્મુખ તાં છિ રે બ્રહ્મ, જેહનાં મોટાં છિ પ્રાકર્મ.
તેહની તનયા તૂં, સરસ્વતી ! તૂંહનિં શેવઇ મુનિજન જતિ.
આદિ માતા ! તૂં માહારી માત. મૂં સુતનુ મ મૂંકિસિ હાથ.
જગજનની, અંબિકા તૂં. દાસ તહારુ છૂં રે હૂં.
અરે, અંબા ! તૂં છિ રે અનુપ: દૈત્ય દળ્યા તિં આણી કોપ.
છોરૂ કછોરૂ હૂઇ રે આપ, તુંહિ ન દિઈ છેહ માય નિ બાપ.
કમલભૂતનયા તાં સોઇ. કહિ સૂરદાસઃ મૂંસાહામૂં જોઇ.
સાર કરુ માહારી, સરસ્વતી ! તાત તાહારુ પ્રજાપતિ.
વૈષ્ણવજન ! હૂં તાહારુ દાસઃ તહ્માારી દયા કરી ગાઉં અભ્યાસ.
અરે, વૈષ્ણવ! મૂહનિં કરુ રે મયા; દીન ઊપરિ આણીજિ દયા.
લઘુ કવિની લઘુ છિ મતિઃ કહી ન જાણૂં અક્ષરસુદ્ધિ.
એ કથા જે શ્રવણે ધરિ,[૧] પાંચ પાતક તેહનિં પરિહરિઇ.
સાંભલતાં દયા ધર્મ ઊપજિઇ; કૂડ કપટ લોભ મોહનિં ત્યજિઇ;
પુત્ર તણુ તેહનિં નુહિ વિયોગ; ભૂતલ માંહિ તે પામિ ભોગ.
અર્જન ભીમ યુધિષ્ઠર ધર્મ સહિદે નકુલ નિકર્ણ ઉત્તમ.
કર્ણતણૂં હૂં કરૂં વખાણ, જેહનિ તાત તપિ તાં ભાણ;
કુંતા સરિખી જેહનિં માત; પાંચિ પાંડવ સરિખા ભ્રાત.
પ્રાતઃકાલ તણુ પોહોર એક કર્ણ દાન દેતુ સવિશેખ.
સવા ભાર સોનું આપતુ, જિવ્હા જૂઠું નવિ બોલતુ.

---

૧ સુણિ

જતિ સન્યાસી આવિ કોડિ. તેહની સ્તુતિ કરિઇ કરજોડિ.
"મુનિ! કહિ, મનિગમતૂં આપીઇ. અપાર, સ્વામી શત લીજીઇ.
દાન દેતાં ન કરૂં નકાર." એહવું કર્ણ સહી દાતાર
સેરનું આપી સંતોષિ અતિથ. અન્ન ન દેતુ એ કૂસીથ.
સબલ કરિઇ કર્ણ સંગ્રામઃ સાહમુ કોઇ ન ઘાલિ હામ.
મહા પરાક્રમી; અનુપમ વાત; અતિ બલવંતુ નિ વિખ્યાત,
ક્ષત્રી(નિ) ક્ષત્રીવટસ્યૂં ચંત. વઢતાં વઢતાં આવ્યુ અંત,
સમરથ સૂરુ કરણુ સુજાણુ અવની પડીઉ વેધ્યુ બાણિઃ
નારાયણનૂં લેતુ નામ. રસનાઇ બોલિઇ રામ રામ.
એહવિ સમિ આવ્યા શ્રી હરિ વાડવ કેરુ વેજ ધરી.
વિપ્રજીઇ વાણી ઉચ્ચરી, "મા'નભાવ! તૂં દાનેશ્વરી.
તૂં તાં માહારિ મનિ ભાવીઉ, તુ તૂંહનિં યાચવા આવીઉ.
કાંઈ એક મૂહનિં દ્યુ રે દાન": બ્રાહ્મણ વેષિ વદિ ભગવાન.
આંણિ વેધ્યુ બોલિ કર્ણઃ "મયા કરુ મૂલિ, બ્રાહ્મણ!
માણિક મોતી હેમ ભંડાર કાંઈ નથી." કહિ કર્ણ દાતાર,
"સ્વામી! તૂંહનિ સ્યૂં આપીઇ? સમીપિ હૂઇ, તુ લેઈ સૂંપીઇ."
વલતૂં વચન કહિ શ્રીરંગ, "પ્રાર્થ્યા પૂઠિ ન કીજિ ભંગ.
કરી આવ્યુ હૂં મોટી આસ. કાં, કર્ણ! તૂં મૂકિ નરાસ?"
સૂર્યસુત કાહિ, "સાંભલુ, યતિ! કનક તણી તાં દાંતે રતી."
પંડિત પેલુ લ્યાવુ પાષાણઃ" કૂંતીકૂંયર કહિ ચતુર સુજાણ.
અડવડતુ અડવડતુ ગયુ, તેહવિ દયાલજી પ્રગટ જ થયુ.
"માગિ, માગિ, રે! હૂં તુષ્ટમાન. ભલુ! ભલુ!" કહિ શ્રી ભગવાન.
"હૂં તૂઠુ તુઝનિં." કહિ દેવ, "માગિ, કર્ણ! તૂઠુ અવશ્યમેવ"
કર્ણ કહિ, "રે, શ્રી જુગદીશ! વલી વલી તૂંહિં નામૂં સીસ.
સ્વામી મુઝ! નિ શ્રી વિશ્વનાથ! સ્તુતિ કરૂં હૂં જોડી હાથ.
તિલક બ્રાહ્મણ આપુ સાર. માનિં. પાંણિં મુઝ આહાર.

પુત્રતણે હાથે પિંડદાન. મુઝનિ મયા કરુ, ભગવાન!
* પાત્રને હાથે માહરું પુણ્ય. માહરું મનુ તું શું અનુદિન
ગંગાતટિ માહરૂં પતન, કરણુ કહિ, તુ માનિ મન્ન.
સ્થાનિક [1] વાસ; સુકુલિ અવતર્ણ; તૂં પ્રસન્ન તુ. સામલવર્ણ!
નયણે દેખૂં પીયારુ માલ, તાહારે ચરણે ચિંત, ગોપાલ!
પર સ્ત્રી વેલાં નપુંસક થાઈં. સ્વદારાસ્યૂં યૌવન જાઇ.
સ્વામી કાર્યિ માહારુ જાજો જંત. કૂંયારી ભૂમિ મૂહિં દહંત.
સ્વામી! શેવકનિ થાપીઇ, મયા કરી મૂહિ આપીઇ."
સ્તુતિ કરંતાં ચિંત ન ચલ્યુ. સૂર્યનું સુત સ્વર્ગિં પલ્યુ.
આનંદ અંતરિ હૂઉ અપાર, અનિ કનક તણાં પેખિ ઘરદ્વાર.
સ્યૂં દેખિ? તુ, સાવ સુવર્ણ. અંતરિ હરિખ્યુ ક્ષત્રિય કર્ણ.
હેમદાન તાં દીધૂં બહૂ. કનક તણૂં તાં દેખિ સહૂ.
કર્ણતણૂં પીડાઇ તન: ભોજન ભખવા ઊપરિ મન્ન
અવટાઇ તે અનુદિન: કૌંતાકૂંયર ન પામિઇ અન્ન.
અન્ન વિના રહ્યુ ટલવલી, જિમ જલછંડાવી માછિલી.
અન્ન વિના પડીઉ ઉપવાસ. સ્થાનકિ [1] બિહુ થઈ નિરાસ.
સ્તુતિ કરિ છિ ઘણી રે ઘણી, તેતલઇ આવ્યુ વૈકુંઠધણી.
કૃષ્ણુ કહિઇ, "કાં? દાનેશ્વરી!" કર જોડી કર્ણિઇં સ્તુતિ કરી:
"સાર કરુ માહારિ, સામલવર્ણ! સ્વામી! નથી રે ભરણુ પોષણુ,
પોઢી પીડા, જે નહી અન્ન. મયા કરુ મૂહનિં, મધુસૂદન!"
"જેહવુ તૂં ચાલ્યુ મૃત્યુલોકિ, તેહવા તૂઝનિં મિલીયા યોગ.
જેહવૂં દીધૂં તેહવૂં પાયા સહી: વાવ્યા વિણ કિમ લણીઇ લઈ?
જેહવૂં દીધૂં પોતાનિ પાણિ, તેહવૂં પામીજિ નિર્વાણિ.
હેમ દીધૂં, તુ પામ્યુ હેમ. જૈ ન દીધૂં તેહનુ નિત નેમ."
"સ્વામિ! મેં અન્નદાન ન દીધ. સંસાર માંહિ અવતરી સ્યૂં કીધ?
ધરણીતલિ હૂં ભૂલુ ભમ્યુ. અન્ન દીધા વિણ દેહડુ દમ્યુ.

* પુત્રપાણિં માહારૂં પાન માહારી મનિ તુ શૂં અમ્હ દાન.
[1] સ્થાનકિ

મિં મૂઢિં નવિ જાણ્યુ મર્મ. સંસાર માંહિ સ્યૂં કીધુ શર્મ ?
કાલુ આવ્યુ, નિ ભૂલુ ગુયુ. અન્ન દીધા વિણ દુખીઉ થયુ.
સ્તુતિ કરૂં છૂં વારોવાર. બિરદ વહિ બાલુ બ્રહ્મચારિ.[1]
પ્રાક્રમનુ હૂં પાર ન લહૂં. 'એક રસના'—એહવૂં કિમ કહૂં ?"
"કરણ!કહિ, તિં કીધુ ઉપગાર?" "સ્વામિ! અભ્યાગત આવ્યુ ઘરબારિ
અભ્યાગત તાં આવ્યુ એક માહારિ મંદિરિ કરી વિશેખ.
અભ્યાંગતનિ સ્વાગત કીધી અતિ. કનક ન લીધૂં એહિ રતી :
'ક્ષુધારથી હૂં, ભૂખ્યુ અપાર:' કરિં કરી દેખાડૂં દ્વાર.
કૃષ્ણ કહિ, "કર્ણ ! તૂં અવધારિ તે અંગુલિ મુખ માંહિ ધારિ.
કરણ ! અહ્મારૂં કહ્યૂં રે ! કરુ." પ્રમાણ બોલ તે હરિનુ ખરુ :[2]
મુખ માંહિ ભુજ મેહલતાં વાર અમૃતના આવ્યા ઊડકાર.
કરણ કહિ, "રે ! ક્ષમા અવધારિ. એક વાર મૃતિલોકિ અવતારિ;
અન્નદાન દેઉં અતિ ઘણૂં; ક્ષુધારથીનૂં દુખડૂં હરૂં.
આ વારનું આપુ અખધી." સ્વામિનિ કરણિ વાણી વદી.
બિહુ કર જોડી કહિ સૂરદાસ : વખાંણીઉ કરણ લીલવિલાસ.

## રાગ આસાઉરી

કુંતી નગરીનુ નિજ વાસ, જિહાંના લોક છિ લીલવિલાસ.
ધર્મ દયા મતિ સતિ અપાર. અસત્ય ન બોલિ એક લગાર.
બંગાલનુ સુત સૃગાલ શ્રેષ્ઠિ, તેહનિં ચેલૈઉ ઊપનુ પેટિ.
સૃગાલની સ્ત્રી ચંગાવતી, ચેલૈયાની માતા મહાસતી.
પત્ની પતિનૂં એક જ મંન, ચતુર ચેલૈઉ તેહનુ તંન.
અધમ પક્ષનિં દૂરિં ત્યજિઇ; શ્રી ભગવંતનિં ભાવિં ભજિઇ.
લય લાગી લક્ષ્મીવર સાથિ. પુન્ય કરિ પોતાનિ હાથ.
યતિ સંન્યાસી અતિથિ અપાર તેહનિં વખાણિ વર્ણ અઢાર.
અતિથ અભ્યાગત આવિ લક્ષ; ભાવિ કરિ ભોજનનિ ભક્ષ.
સ્ત્રી ભર્તાર ભલી ભક્તિ જ કરિઇ; અમૃતવાણી મુખિ ઉચ્ચરિઇ.

---

૧ વિરહ વહિ બાલુ વ્રહ્મચારિ ૨ કરુ

પુત્ર તણી પોઢેરી વાત : વચન ન લોપે જનની તાત.
અન્નદાન દીધ તે ઘણૂં. સ્થાનકિ મન રાખિઇ આપણૂં.
ક્ષુધાર્થી ક્ષણ માત્ર ન ટલિઇ, તુહિઇ કહિનૂં ચિત્ત ન ચલિઇ.
પુત્ર, પિતા નિ[1]. ચંગાવતી—કુટિલ ભાવ કુહુનિ નહિ રતી.
જતિ જમાડ્યુ હૂઇ જેહ, અન્નઉદક ઉપજીતિ તેહ;
તુ ત્રણિ જણ ભોજન ભખિઇ : એહવી અનોપમ લાગી વિખિઇ.
એહવી તેહની ચાલી વાત. તેહનિં વખાણિ વૈકુંઠનાથ.
કૈલાસવાસી કહિ ત્રિપુરારિ સત્ય જૂઉ એહનૂં એક વાર.
જૂઉ પારખૂં પીડા કરી. બારિઇ મેઘ! ભાંજુ જઇ ઝરી.
વેગિં વૃષ્ટિ કરુ જઈ આજ. અરે, મેઘ! કરુ એહ કાજ.
ઊતાવલા વરસુ. ખંચિ[2] ન ધાર. મ ઊઘડ્સ્યુ એક લગાર.
જોઉં, જતી ઘરિ કિમ આવશિઇ. સાહાસિક ત્રણિ સત છાંડશિઇ.
અભ્યાગત આવી નહિ સકિઇ." 'કૈલાસવાસી વાણી બકિઇ.

## રાગ મહલાર

બાર મેઘ આવી ચઢયા; કાંઇ વરસિ અખંડ ધાર! રે!
ચંદ સૂરજ ન દેખીઇ, અનિ મેઘ ન ઊઘડિ લગાર, રે?
શ્રેષ્ઠિ સૃગાલ ચંગાવતી પુત્ર ચેલૈઉ સોય રે!
વીજલડી; ઘન ઝડિ કરિઇ; અતિથ ન આવિ બારિ રે!
જતિનિ જમાડીનિ જમિ : એહવી અગડ[3] અનોપમ સાર. રે!
ચિહુંદશિ ચાલિ ચેલૈઉ; જોઇ જતીનિં અપાર. રે!
બાર ઘન ગર્જન બહુ કરિઇ. ઘાર ખંચિ નહિ ક્ષણ માત્ર રે!
અતિથ આવી ન હ સકિઇ. દેવ વરસિ દિવા નિ રાત્રિ રે!
સત્યવાદી સ્હાસિક. રે! અનિ દિવસ પડિઇ ઉપવાસ, રે!
તુહિ સત્ય ન છાંડિ આપણૂં. અન્ન ભખિ નહિ એક ગ્રાસ. રે!
ભૂખ ત્રિહુંના દેહનિ દમિઇ, તુહિ અંતરિ ન આણિ દુ:ખ. રે!
જતી કહી જડિ નાહ; બીજુ મેઘ; ત્રીજી બહુ ભૂખ. રે!

---

૧ પોતાનુ ૨ ખંડ ૩ આગિ

ઇશ્વરિ અંતરિ અનભવ્યૂં : જોયૂં, ત્રિહુનૂં છિ કેહેવૂં મંન. રે!
કોઢીઉ રૂપ નિ કુષ્ટીઉ રક્તપિરુઇ પચીઉ તંન. રે!
કાલુ કછંદ નિ કૂબડુ. તેહનિ દેહિ બાધી શેવાલ. રે!
અટ્ઠોત્તર સુ વ્યાધિ આવીનિ તેહનિ. શરીરિ કરી સંભાલ. રે!
બિહુ વેશ મિલુ કરી. તેહનૂં ડીલ દુર્ગંધ ગંધાઇ. રે!
ઉદર પોઢૂં. પાણિ પાતલા.—એહવુ દીઠુ રાજાધિરાય. રે!
નયણે નિશિ નિહાલતાં દેહરૂં દીઠૂં વનહ મઝારિ. રે!
આનંદિ અંગ ઊપનુ ઘણુ. જોવા ચાલ્યાં નર નિ નાર. રે!
શ્રેષ્ઠિ સગાલ ચંગાવતી પુત્ર ચેલૈઉ સોય. રે!
ચાલ્યા બહુ પા

( અપૂર્ણ )

૩-ખ

# સુરદાસ કૃત

## સગાળપુરી ( ૨ )

### રાગ ગોડી

સગરું વિણાયક પૂરે આસ ગ્યવરીનંદન લીલ વિલાસ
ગજવદન ગયરુઓ ગણપતી સિદ્ધિ બુદ્ધિ બેહુએ જેહનેં ઘેર સતી
બ્રજાપતિપુત્રી પ્રણમૂં વાકચાતુરી હર્ષેં કવૂં
આદિ માતા એટલૂં આપીએ અતિ અજ્ઞાન જડ કાપીએ
આગે અનુકંપા એહનેં કરી સાંભલ્ય કથા તે કહું વિસ્તરી
ગર્ભયોગેશ્વર શુક અભિધાંન હેલાં હરિપદ પાંમ્યો નિજધ્યાંન
મુષક વાહન તાત મહેશ ઉત્તમ મતિ આપો ઉપદેશ
ચતુર મુખનો છે રે બ્રહ્મ તેહેનાં પ્રૌઢાં છે પ્રાક્રમ
તેહની તનયા તંનયા તું સરસ્વતી તુહનેં શેવે મુનિજન યતી
આદિ માતા તું માહારી માત હું પુત્રનો મ મૂંકીશ હાથ
જકતજનુની અંબિકા તૂં દાસ, તહ્મારો છૂં રે હૂં

છોરૂ કછોરુ હોએ રે આપ પણ છેહ ન દે માય ને બાપ
કમલભૂતનયા તું સોય કેહે સૂરદાસ મૂં સાંહાંમૂં જોય
સાર કરો માતા સરસ્વતી તાત તહ્મારો પ્રજાપતી
વૈષ્ણવજન હું તહ્મારો દાસ તહ્મારી કૃપાએ ગાઉં અવિનાશ
અરે વૈષ્ણવો મુજને કરો મયા મુજ દિન ઉપર્ય આણો દયા
હું લઘુ કવિની લઘુ છે મંતિ કહી ન જાંણું અક્ષર સત્ય
બેહુ કર જોડી કહે સૂરદાસ ધનંજે વચને કરું અભ્યાસ
હરિહર ભટનો કહિએ તંન તેહેનું નિર્મલ છે રે મન્ન
રવાલ માંહિ તેહનુ વાસ તેહેની કૃપાએ કરી ગાએ સુરદાસ
ધનંજે ભટ તાહારે લાગૂં પાય તાહારે પસાએ માહારે પદ બંધાય
એહવી કથા કો શ્રવણે ધરે પાતક તેહેનાં પંચ પરહરે
સાંભલ્યે ધર્મ દયા ઉપજે કૂડ કપટ લોભ મોહોને ત્યજે
પુત્રતણો તેહેને નોહે વિયોગ ભૂતલ માંહિં તે પાંમે ભોગ

અર્જુન ભીમ જે સહોદર ધર્મ સહદેવ નિકુલ ને કર્ણ ઉત્તમ
કર્ણતણૂં કરું રે વિખાણ જેહેનો તાત તપે રે ભાંણ
કુંતા શરખી જેહને માત પંચ પાંડવ શરખા જેહને ભ્રાત
પ્રાતઃકાલ તણો પ્રહર એક કર્ણ દાંન દેતો વિશેખ
સવાભાર આપતો હેમ સદા શિરોમણિ કુશલી ખેમ
સવાભાર સનું આપતો જિહવા જૂઠું નવિ બોલતો
યતી સંન્યાસી આવે કોડિ તેહેની સ્તુતિ કરે કર જોડિ
મુનિ કહિ મનગમતું દીજીએ અપાર સ્વામી શત લીજીએ
દાંન દેતો નવ્ય કરે નકાર એહવો ક્ષત્રી કર્ણ દાતાર
સૂનૂં આપી સંતોખે અતીથ અન્ન ન દેતો એકે દીશીથ

કર્ણે કીધો સબલ સંગ્રામ સાંહાંમૂં કોય ન ઘાલે હાંમ
માહા પ્રાક્રમી અતિ પુણ્યવંત અતિ બલીઓ ને બહુ કલવંત
ક્ષત્રીને ક્ષત્રવટશું ચ્યંત ભડતાં ભડતાં આવ્યો અંત

નારાયણનું લે છે નામ રસનાએ બોલે રામ રામ
તેહેવે સમે આવ્યા શ્રી હરી વાડવ કેરો વેષ જ ધરી
વિપ્રજી વાંણી ઉચ્ચરી માંનભાવ તું દાનેશ્વરી
કાંઇ એક મુજને દે રે દાંન બ્રાહ્મણ વેષે વદે ભગવાંન
બાંણે વેધ્યો બોલે કર્ણ મયા કરો મુહને શ્રી બ્રાહ્મણ
માંણિક મોતી હેમભંડાર કાંઇ નથી કેહે કર્ણ દાતાર
સ્વામી તહ્મને શું આંપીએ સમીપ હોએ તો લ્યઇ સોપીએ
વલતું વચન કહે શ્રીરંગ પ્રાર્થ્યા પૂઠે ન કીજે ભંગ
હૂં કરી આવ્યો મોટી આસ કાં કર્ણ મેહેલે નિરાસ
સૂર્યનો સૂત કેહે સાંભલો જતી કનકતણી છે દાંતે રતી
પંડિતજી લ્યાવો, પાષાણ કુંતાકુઅર કેહે ચતુર સુજાંણ
વલતું વચન કહે ભગવાંન એ તો કહીએ સેવા દાંન
અડવડતો અડવડતો ગયો એટલે દયાલજી પ્રત્યક્ષ થયો
માગિ માગિ રે કર્ણ તુષ્ટમાંન ભલુ ભલુ કેહે શ્રી ભગવાન
તુઠો હું કેહેં તુજને દેવ માગિ માગિ રે કર્ણ અશ્વમેવ
કર્ણ કહે રે શ્રી જગદીશ વલી વલી ચર્ણે નામું શીશ
સ્વામી હૂં હૌઓ સનાથ સ્તુતિ કરે કર જોડી હાથ
તિલ(ક) બ્રાહ્મણનેં હાથે સાર માની પાણે માહારો 'હાર
પુત્ર તણે હાથે પિંડદાન મયા કરો મુહુનેં શ્રી ભગવાંન
પાત્રને હાથે માહારું પુણ્ય માહારૂં મનુ તુંશું અનુદિન
ગંગાનેં ત્રટિ માહારું પતંન કર્ણ કહે તો માંને મંન
સ્છાને વાસ કુલે અવતર્ણ તોં પ્રસન્ન મુહને સામલવર્ણ
નયણે દેખું પરમ કૃપાલ તાહારે ચર્ણે ચિત્ત ગોપાલ
પરસ્ત્રી વેલા નપૂંછ્યક થાઇ સ્વદારાશું માહારૂં યૌવન જાય
સ્વામી કારણ માહારો જાય જંત કુઆરી ભોમિ દેહનેં અંત
સ્વામી સેવકનેં સ્છાપીએ મયા કરી મુજનેં આપીએ
ભક્તિ કરતાં ચિત્ત નવ્ય ચલે સૂર્યનો સુત સ્વર્ગે પલે
આનંદ્યો અંતરિ અપાર કનક તણાં પેખે ઘર દ્વાર

સૂં દેખે સોહોલૂં સોવર્ણ હઇડે હરખ્યો ક્ષત્રી કર્ણ
હેમ દાંન તે દીધૂં બહૂ કનક તણૂં તાં દેખે સહૂ
કર્ણતણૂં પીડાએ તંન ભોજનં ભખવા ઉપરિ મંન
અવટાએ અંગિ નિશદિન કુંતા કુંઅર ન મ્યલે અન્ન
ભૂખ ક્ષત્રીના દેહનેં દમે ઉખધી નહી જે ક્ષુધા વીસમે
ધનેશ્વરીના દેહનેં નડે સૂર્યના સુતનેં લંઘન પડે
અંન વિના રહ્યો ટલવલે જ્યમ જલછંડાવી માછલી બલે
અંન વિના પડ્યુ ઉપવાસ સ્છાનકિ બેઠા થૈ નિરાસ
સ્તુતિ કરે છે ધણી ધણી તેટલેં આવ્યા વૈકુંઠધણી
કૃષ્ણ કહે રે દાનેશ્વરી કર્ણ કર જોડી સ્તુત્ય જ કરી
સાર કરો રે સામલવર્ણ સ્વામી નથી રે ભર્ણપોષણ
પોઢી પીડા ઇ નહી અંન મયા કરો મુજનેં મધુસૂદન
સર્વ નિરંતર દેખું સોવર્ણ અંન ન દેખું એમ કહે કર્ણ
હેમ ભલૂં ન કરાવ ભક્ષ અંનં વિના નવ્ય દેખું સુખ
જેહેવું હું ચાલ્યો મૃત્યલોક સના શું મ્યલીયો સંયોગ
જેહેવૂં દીધૂં તેહવું પાંમ્યો સહી વાવ્યા વિણ કયમે લણીઇ નહી
જે દીજે પોતાને પાંણિ તેહેવૂં પામીજે નિર્વાણિ
દીધૂં હેમ તો પાંમ્યો હેમ જેહનેં દીધૂં તેહનો નિત નૃેમ
કૃષ્ણજી મેં ન દીધૂં અંનદાંન ફોકટ ફેરો ફર્યો ભગવાંન
સ્વામી મેં અંનદાન ન દીધ તો સંસાર માંહિ અવતરી શું કીધ
ભોમિ ઉપરિ હૂં ભૂલો ભમ્યો અંન દીધા વિન દેહડુ દમ્યો
મેં મૂંઢે ન જાણ્યો મર્મ તો સંસારમાં કીધો સર્મ
ડાહો આવ્યો નેં ભૂલો ગયો અંન દીઠા વિણ દુખિયો થયો
સ્તુતિ કરે છે વારોવારિ બૃદ વહે બાલો બ્રહ્મચારિ
પરાક્રમનો પાર ન લહું 'એકિ રસનાઇ કિમ કહું
માનુષ રૂપ માધવ અવતરી શંખાસુર માર્યો શ્રી હરી*
દૈત્ય વધીનેં વાલ્યા વેદ ભૂધરજી અવની ઘુ ભેદ

* અહીંથી શરૂ થતું અવતારવર્ણન ૩ તથા ૩-ક માં નથીઃ પરંત જૂદી રીતનું ૭ માં છે.

કૈરવ રૂપ કૃષ્ણજી એ કર્યું વાસગ નાગ કર્યો નેતરૂં
મંદરાચલ રવાઇયો કીધ હાથે સુર અસુર નેં દીધ
સમુદ્ર વિરોલ્યો તેં વીઠલા ચૌદ રત્ન કાઢી કમલા
વારાહ • ડાભ્રએં રાખી પ્રથવી
નરહરિ રૂપ લીધૂં નરહરી પાપીએ પુત્ર પીડયો પેર પેરી
દિવા નિશા નેં ઘર બાહાર્ય નાં આકાશ અવ્યની આધારિ
અંતરિ ઉભો આદિ અનંત દષ્ટિયે હવી કમલાકંત
ગર્જના કરે બગાઈ બહૂ દેવ દાનિવ ભય પામ્યા સહૂ
હિરણકશ્યપનો કીધો નાશ અનુચર વચને આંણ્યો ઉલ્લાસ
વામન વેષ લીધુ વિશ્વનાથ યજ્ઞેં જાઇનેં ઓડયો હાથ
સુરપતિ કેરૂં કરવા કાજ ભિક્ષુક ભલો થયો મહારાજ
યજ્ઞ તણૂં કર્મ પોતેં રછાપિ ત્રણ્ય કર્મ મુહનેં અવિની આપિ
પગલાં ભરતાં પુહુતો નહી એક કર્મનો મારગ કયહી
પિંડ પૂઠેં પછેં પરઠયો પાગ એહવો અતલીબલ રાજાધિરાજ
બલિ રાજા ચાંપ્યો પૈયાલિ પછેં પોલિયો થે રહ્યો દેવ દયાલ
ફરશુરામ ફરશી કરિ કરિ ધરી એકવીસ વાર ભૂ નક્ષત્રી કરી
રામે સાગર બાંધી પાજ પોતાની પત્નીને કાજ
લીલા લઘુ વેલ લક્ષ્મીવર વીર સેન ઉતાર્યું સાયર તીર
સુગ્રીવ અંગદ કપી હનુમંત નલ નીલ નેં જાંબુવંત
રામે રોલ્યો રણ્ય રાવણ કુટુંબ સહિત માર્યો કુંભકર્ણ
વિભીષણનેં આપ્યું રાજ્ય સેવક જનનાં કીધાં કાજ
આઠમેં કૃષ્ણ અવતાર દૈત્ય સમસ્તનો કીધો સંહાર
પ્રથમ શોષી તી પૂતના, ટાલ્યા મહોત્સવ તે ઇંદ્રના
ગોવર્દ્ધન તોલ્યો તે પાણિ નરકાસુર માર્યો નિર્વાણિ
અઘાસુર બકાસુર જેહ સકટાસુર સકટાસુર સંઘાર્યો તેહ
દાવાનલ ઉપાડી પીધ કાલીનેં તન કષ્ટ કીધ
ચાણૂર મુષ્ટક મલ્લ મારીયા ગજના દંત ગલિ કાઢ

કંસ તણૂં છેદ્યૂં શીશ જુગજિવં તુ શ્રી જગદીશ
ઉગ્રસેનનેં આપ્યું રાજ સુરનર મુનિવર શીધાં કાજ
બુધ કલંકી લાગું પાય મયા કરો મુજ પાતક જાય
સ્તુતિ કરે છે. ઘણી ઘણી સંતોષ પામ્યા વૈકુંઠ ધણી
કેહે જગજીવન જગદાધાર કર્ણ તેં કીધો ઉપકાર
સ્વામી અભ્યાગત આવ્યો એક માહારે મંદિર કરી વિવેક
આગતા સ્વાગત કીધી અતિ કનક તણી નવિ લીધી હતી
ક્ષુધારથી અતિથ હતો અપાર મેં કરિં કરી દેખાડ્યું દ્વાર
કૃષ્ણ કહે રે કર્ણ અવિધારિ જેણી આંગલીએં દેખાડયું દ્વાર
તે આંગલી લ્યઇ મુખમાં ધરો કર્ણ અમારું કહ્યુ શ ન કરો
કર્ણભુજ મુખ મેહેલતાં વાર અમૃતના આવ્યા ઓડકાર
કર્ણ કહે રે કૃષ્ણ અવધારિ એક વાર મૃત્યુલોક અવતારિ
અંન દાંન દેઉં અતિઘણૂં ક્ષુધારથીનૂં દુખડું હણું
આ વારનૂં આપીએ ઉખધી કર્ણે કૃષ્ણશું વાણી વહી
બેહુ કર જોડી કેહે સૂરદાસ કર્ણ વિખાણે વિશ્વાવાસ

## રાગ આસાઉરી

કાંતી નગરીનુ નિજ વાસ ત્યાંહાંના લોક છે લીલવિલાસ
ધર્મ દયા સતિ મતિ અપાર અસત્ય ન બોલ એક લગાર
બંગાલનો સુત સગાલશેઠ તેહનેં કેલૈઉં પડીઉં પટિ
સગાલનેં સ્ત્રી ચંગાવતી કેલૈયાની માતા માહાસતી
પત્ની પતિનૂં એક જ મંન ચતુર કેલૈઉ તેહનુ તંન
ખટ અધર્મથા મારગ ત્યજે દયાલજીનેં ભાવે ભજે
લી લાએ લક્ષ્મીવર સાથિ પૂજા કરે પોતાને હાથ
જતી સંન્યાશી આવે કોડિ તેહની સ્તુતિ કરે કર જોડિ
અંતીથ અભ્યાગત આવે લક્ષ ભાવે ભોજન કરાવે ભક્ષ
સ્ત્રી ભર્તાર ભલી ભક્તિ કરે અમૃત તે વાંણી ઉચ્ચરે

પુત્ર તણી તાં. પોઢી વાત વચન ન લોપે જનની તાત
પુત્ર પિતા ને ચંગાવતી કૌટિલ ભાવ નહી તેહનેં રતી
ક્ષુધારથી ક્ષણ માત્ર ન ટલે તુહિ ત્રુહુતું ચિત નવિ ચલે
આમંદ અંતરિ આંણે ઘણૂં સ્છાનક મન. રાખે આપણૂં
જતી જમાડયુ હોઇ જેહ ત અંન ઊપજીર્વિ તેહ
તો ત્રણ્યે જન ભોજન ભખે એહવી અનોપમ લાગી વિખે
ખંડ ખંડે ચાલી તેહની ખ્યાતિ તેહનેં વિખાણે વૈકુંઠનાથ
કૈલાશવાસી કેહે ત્રિપુરારિ સત્ય .જોઉં એહનું એક વાર
જોઉં પારખું પીડા કરી તહ્મા બારે મેઘ જાઇ ભાજો ભરી
વેગે વૃષ્ટિ કરો રે આજ અરે મેઘો એ કરીએ કાજ
ઉતાવલા વરસો, અખંડધાર મ ઉઘડશો એક લગાર
જોઉં જતી ધરિ કિમ આવશે પછે સાહાશીક ત્રણ્યે સત્ય છાંડશે
અભ્યાગત આશી નહિ સકે કૈલાશવાશી વાણી બકે

### રાગ મહલાર

બારે મેઘ આવી ચડયા વરસે છે અખંડ ધાર રે
ચંદ્ર સૂર્ય નવિ દેખિયે ન ઉઘડે એક લગાર રે
શ્રેષ્ટ સગાલ ચંગાવતી ત્રીજો પુત્ર કેલૈઓ સોય રે
વીજ ઝબૂકે ઝડિ કરે અતીથ ન આવે કોય રે
જતી જમાડી જમે એહવી અગડ અનોપમ સોય રે
ચ્યોહોદિશે ચાલે કેલૈઉ જોએ વાટ જતીની આંહિરે
દુહુ દિશિ ગ્રજના બહુ. કરે ધાર ખાંચે નહી ક્ષણ માત્રરે
અતીથ આવી નવ્ય સકે દેવ, વરસે છે દિવસ ને, રાત્રરે
ભૂખ એહના દેહનેં દમે.તુહિ અંતરિ ન આંણે દુખ રે
જાતા કોય જડે નહી પર નારી પુરુષ રે
ઇશ્વરે અંતર અનુભવ્યું જોઉં ચ્યોહોનાં કેહેવાં છે મંન રે
કોઢી કરૂપ ને કુષ્ટીઓ રક્ત પ્યરૂએં પચીઉ તંન રે

કાલો કછત્ર નેં કૂબડો તેહને દાંત વલગુ સેવાલ રે
અઠોત્તર સો વ્યાધિ આવી કરી શરીરે સંવાલ રે
બેઠો વેષ મેલો ધરી તેહનું દીસ દુર્ગંધિ ગંધાએ રે
ઉદર પ્રૌઢ પાણિ પાતલા દેહેરે બેઠો રાજાધિરાય રે
નયણે નિશ્ચેં નિહાલતાં દેહેરું દીઠું વન મુઝાર રે
આનંદ અંગિ ઘણો જેવા ચાલ્યાં દેઉલ માંહિ રે
શ્રેષ્ટ સગાલ ચંગાવતી દેખી આવ્યાં દેઉલ માંહિ રે*
સગાલ લાગી ચંગાવતી જતીજી દીજીએ જીવતદાન રે
માહરે દેવ તણો તાં દેવ તું હૂં પાંમી પરમનિર્ધાંન રે
શ્રેષ્ટ સગાલ સેવા કરે જે લાગાં જતીને પાય રે
અમ દીન ઉપરિ દયા કરો અહ્મારુ તો મન હૈડું ટાઢું થાય રે

## રાગ અંદોલ

સ્વામી એ વલતૂં ઇમ બોલે અભ્યાગત
સાંભલો નાં સૂધી વારતા એ
એમ કહે છે અતિથ એ પછે કરશો પીથાપીથ્ય
તે માટે તહ્મને પેહેલું પ્રીછવૂં એ
અવશ છે માહારું અંગ એકૂ નથી રૂડો ઢંગ
ભંગ વ્યાધિં કરી મૂંકીઉ એ
સાંભલો રે સ્ત્રી ભર્તાર રૂડૂં તો નથી લગાર
વાર મ લાઉ રે વેગે વલો એ
રક્ત તો રાખ્યું ન રહે પીરુ ના પ્રવાહ વહે
તમને દારુણ દહેં દેહને એ
તહ્મો મુહને લ્યઇ જાશુ આહાવા આગલ કયમ રેહેશુ
સુગ આંણશો એક જણૂ એ
તો હૂં તહ્મનેં દેઇશ શાપ ભૂખ્યો ઉઠી જાઇશ આપ
પાપ હશેં તહ્મારા પિંડનેં એ

* ૩–૬ અત્રેથી અધૂરી છે.

## રાગ સામેરી

શ્રેષ્ટ સગાલ ચંગાવતી બોલીયાં વાણી એમ
જતીજી મંદિર પધારીએ હૂં કરું સેવા ત્યમ
દયા આંણો દીન ઉપર્ય સ્વામી કરો રે સંભાલ
વડી વારનો કરું વીનતી એમ કહે શ્રેષ્ટ સગાલ
વેહેલા થાઉ વાર મ લાઉ. કાં માંડી પીથાપીથ્ય
પછિ શ્રી ભર્તારિ ઉચ્ચલી ઉર્છાગિ લીધુ અતીથ
તિમિ તિમ અતિથ્યને ઉત્તરે પ્યરુના ઓધરાલ
ચિત્તે કોહોનું ચલે નહી ક્ષણ માત્ર એક લગાર
સતી એહવી સાધવી કેહે સાંભલિ માહારા નાથ
જોજયો જતીજીને વાગતૂં ખૂચતા આપણા હાથ
ઢોલ તલાઇ ઓશીસડાં મશૂરીયાં ગાલ
પ્રેમ કરીને પાગ ચાંપે સ્તુતિ કરે શ્રેષ્ટ સગાલ
ટાઢૂં પાણી મધુરી વાંણી ભાવે કરે બહુ ભક્તિ
વા નાંખ વાણી વદે એહવી કરે આગતાસ્વાગતિ
આનંદે ઉતાવલાં રસોઇ નીપાઇ રમ્ય
પંચામૃત આંણી પ્રીશીઉં માહારા જતી તું જમ્ય
અભ્યાગત એમ બોલિઓ સાંભલો શ્રી ભર્ત્તાર
તહ્મારા મનમાં એહવું હશે અંન કરશે આહાર
અંનની માહારે આખડી તે હવાં બહુ દિન
સાંભલો સૂધૂં કહૂં તહ્મને માંસ કરું ભોજન
આણ્યું અખાજય અન્ન તણું તતક્ષણ તેણી વાર
આગલ્ય આંણી તેં ધર્યું જતી ન કરે આહાર
પછે પુત્ર ન પેખે કયહી સુત સમો સુવર્ણ
અપતિ કો આપે નહી પછે કરે વિમાસણ
ખડભડ કાં ખોટી કરો સાંભલો સગાલ શ્રેષ્ટ
એક અનોપમ કુંઅર પડિઓ તહ્મારે તાં પેટિ

વધ કરો વેગે કરી કાં લાઓ છો વાર
એક જ એક કેલૈયાનું માંસ કરીશે આહાર
પુત્રની વાત છે પાધરી હુએ પોતે આપણે જેહ
માહારા સ્વામીજી સહવારેદૂસ ન કહુ તહ્મારો ક્ષુધાએ
પીડાએ દેહ

## રાગ મારુણી

વેહેલા જાઓ નાં માહારા નાથ વાહાલુ ગયો નેશાલીયાંને
સાથે રે
માહારા બાઢૂઅડાને બોલાવો રે કુંઅરને કો સાથે કાહાવોરે
માહારો વાહાલો વેહેલેરડો હીડેરે આંહાં ક્ષુધા અતિથને પીડે રે
માહારો લાડકવાહ્યો પુત્ર રે વાહાલો ભણવા ગયો છે સૂત્ર રે
એહવી જાંણી જતીએ વાત રે બે રૂપ ધર્યાં જગતાત રે
એક બેઠુ રહ્યું અવાશ્ય રે બીજું આવ્યુ કેલૈયા પાશ રે
તું તો સાંભલિ કેલૈયા આપ રે તુહને મારશે તાહારો બાપ રે
બારિ બેઠાં સન્યાશી એક રે તેહની વાત છે વિશેખ રે
તેહને અંન એક રુચિ ન આવે રે તાહારા તનનૂં અખાજ્ય ભાવે રે
તુહને બાપ મારશે વિશ્વાશીરે તું જા નાં ધડી બે નાહાશી રે

## રાગ ધન્યાશી

નાંહાંનડીઓ નેસાલીઓ રે બોલીયો વાણી બાલ
ચતુર કેલૈઓ એમ કહે રે સ્વામીએ કરી રે સંભાલ
સંન્યાશી સાચૂ સુણ્યુ રે એક અનોપમ વાત
છાંડી ગયો છૂટ્ટ નહી રે દુઃખ ધરે ચંગાઇ માત
અંબા ઉદર આવી વશો રે પીડાઇ પ્રસવે મા પુત્ર
માસ દસ દુઃખ ભોગવે રે માડી ધોયે રે મલમૂત્ર
પ્રતિપાલી પોઢા કરે રે તેહને કયમ દીજે રે પૂઠિ
કહ્યું ન કરે કુટંબનૂં રે તો છોરુને કિમ હોએ છૂટિ
એણી વાતે હૂં ઉરણ થયો રે મરતાં માબાપને રે પાંણિ

જે જનુનીને ધાવીઓ રે તે જમશે જતીજી રૂડૂં જાંણિ
આણ જહ્વારે પરવશ થશે રે તેવારે શરીર નહી આવે સાથિ
માહારા બાપજીનૂં દુખ ટાલશું રે મરશું માતા ચંગાઇને હાથ
કુંઅરે કર્યા ખડિઓ ધર્યો મસ્તકિ પાટી બેહેલી સાર
ચરણ ઉતાવલાં ચાલવે રે કેલૈયાને હરખ અપાર
મંદિર આવ્યો મલપતો રે નાંહાંનડીઓ લીલવિલાસ
ચરણે લાગો ચંગાઇને રે કેલૈઆને ચિત્ત ઉહલાસ
જનની જોડિ ન લાઇએ રે વેહેલી થા રે મોરી માત*
અતીથને અરોગવા અમ્હને કરો રે ઉપઘાત

ઢાહિ

ઉપઘાત અહ્મને કરો અંબા કર જોડી કુંઅર કહે
વધ કરો વેગે કરી ભૂખ જતીના દેહને દહે
સાત વરિષનો વદે વાણી શા માટે સાંસો કરો
દ્રઢ થાઓ માહારા માયબાપ રે માયા મનિથી પરહરો

(વલણ)

પરહરો માયા છેદો કાયા હઇડે હરખ આંણો હશૂં
તહ્મારે હાથે માહારા પ્રાણ જાએ તો નિશ્ચે વૈકુંઠ જૈ વસું

રાગ કેદાર ગોડી

વેગે હુ મેરે મેહેતારી લરકા પોકારે વારોવારી
ભૂખ જતીકું પીરત ભારી અમકું વધો મેરે માયબાપ
માયા મોહ છારી
અરથ ગરથકા લોભ ન કરણા તરુઅર પંખી જ્યુ સંગિ ચલણા
ઉડ ચલે પંખી જબ પડીયા બિહાંણા બહુત નીકસે દૂરિ પિયાંણા
અરે આઇ એસી હે સગાઈ દેખે મે ................

× × × ×

* જુઓ પાદટીપ પૃ. ૬૩.

## કડવું ૧૦

× × × ×

તમ પસાએ આદિ ગાઉં ખાંડણાં
માડીના માંડણ માહારા કેલૈયા ભાઈએ
ઊખલા માંહે મેહેલ્યું પુત્રનું શીશ
લગારે રીસ નહિ માહારા બાપનેએ
શ્રેષ્ટ સગાલ ચંગાવતી અંગ રે રમાડે માહારા કેલૈયા ભાઈ
ખાંડતાં ખાંડતાં આંસુડાં 'જો ખ્યરે
ઉઠીને જતી જાએ આપ ઘરે જતી જાણે તો ન કરે ભોજન
તે માટે રાખું મન દ્દઢ કરી કુંઅર તાહારું અનોપમ તંન
ભૂંડી અરે ભંગ કર્યું માહારા કેલૈયા ભાઈએ
કુંઅર તાહારી વેણી આતા ઝીણી
કેટલી રે કહું કાંહાંણી માહારા કેલૈયા ભાઈ
કુંઅર તાહારા કર્ણ બે દોડામણા
એકૂને નહી અલખાંમણા માહારા કેલૈયા ભાઈ
પુત્રડા તાહારું દીપતડું કપોલ
ચંદનના રોલ માહારા કેલૈયા ભાઈએ
પુત્રડા તાહારી ચક્ષ જશી કોરંગ
લેતી રે ઉસંગિ માહારા કેલૈઆ ભાઈએ
પુત્ર તાહારી ભ્રમરિ રૂડી ભાવતી
સ્તુતિ કરે ચંગાવતી કેલૈયા બોલ દ્યુઅ
પુત્રડા તાહારી નાશકા ખાંડી ન સકું
બોલ દે તું આ વાર માહારા કેલૈયા ભાઈએ
પુત્ર તાહારું કોમલ ખાંડું સુખ
દીઠે જાએ દુઃખ મા બાપનું એ
પુત્રડા તાહારા અધર રૂડા રાતા
વાણી દે રે આતા અહ્મને એક વાર

પુત્રડા તાહારા દુર્લભ ખાંડું દાંતડા
કાં સૂતો રે આતા એક વાર
પુત્રડા તાહારી અમૃત ખાંડું જીભડી
કાં દીધી રે પૂઠડી માહારા કેલૈયા ભાઈઅ
કુંઅર તાહારી કોટડી જશી કપોત
અંધારે ઉદ્યોત માહારે દીવડો
પુત્રડા તાહારા પેખતાં બેહુ પાંણિ
પેટડું પોયણ પાંન માહારા કેલ ભાઈઅ
પુત્રડા તાહારી કટિ જશી શાર્દૂલ
હૈ હૈ રત્ન અમૂલ્ય આલિ ગઉ અ
કુંઅર તાહારા પાગે જશા સ્થંભ કદલી
પાંહાંની ફૂકાવાની માહારા કેલ ભાઈઅ
પુત્ર તણો તાં પોઢો વિયોગ
કિમ રીઇ આરોગિ અવની વિર દિઅ
પુત્ર વિના ભૂંડી હું તારુણી હૈ હૈ હૈઆ ફાટે નહી અ
બોલે સગાલ તું બોલ દે મુહને
બાહુડા નાંહાંનડીઆ નિદ્રાલુઆ માહારા કેલ ભાઈઅ
ખાંડતાં ખાંડતાં આંસુ ખ્યરે
તો ઉડીને રે જાએ અતીથજી રોસ ભરિઅ
અરે આતા કાં દેઈ સૂતો પૂઠડી
વાર વાર બોલાવે તાહારી માવડી અ

## રાગ શોક રામગિરી

પુત્ર કેલૈઓ ચતુર
શીશ તેહનું કીધું ચૂર
આગલ્ય મેહેલ્યું પ્રીશી
બોલ્યાં વાણી અશી

વેહેલા થઈને જયમો માહારા સ્વામી સંન્યાશી

હુ કાં લાગ્યાં છાં વાર
વેહેલા કરો નાં આહાર
આગલિ વધી પ્રીસુ અહ્મારો આધાર
વલતુ ઇમ બોલ્યો જતી
સાંભલ્ય સગાલ ચંગાવતી
એ તો હૂ ઉપજીવ્યંસ નહી એકે રતી
તુ શૂ જોઇ રે આપ
સેં રેં માંડયો સંતાપ
લ્યઇ આવ્યાં ત્યમ મુહને લ્યઇ જાઉ નહિતો તહ્મનેં દેઈશ શાપ
મુહને માહારે ગેહેલો આશ્રમ
ફોકટ માંડયો શ્રમ
તહ્મે જુ ,સવાતુ હસિ અતીથ ધર્મ
સતી કંથ જાંણે
પૃથવીએ એહુ પડિયા પાંણિ
પુત્રની એક હોઇ હાંણ્ય
જતી ન જમ્યો નિર્વાણિ
તો આપણ કરશું કયમ
મિથ્યા થયો ઉદ્યમ
લાભતણી મુહનેં આસ હતી પણ મૂલ દોકડા ગઆ રે કર્મ
સ્વામી કાંઇ એક કાઢો વાંક
સ્તુતિ કરે છે જમ રાંક
આણી કાં રહ્યા છો કાંક
વાલૂ ન આંક
પુત્ર પાખે હોઇ જેહ
વાંઝીઆં કહીએ તેહ
વાંઝીઆંનું મુખ ન જોઇએ પણ ત્યજીએ દેહ
તાહારું કાંઇ ન આવે કાજ

પાણી પીવા લગેં ત્યાજ્ય
ત્યાંહાં અન્ન ભખ્યવા અગ્રાહ્ય
સ્વામી કાં બોલો જૂઠું
દયાલજી દેખાડું એઠું
માહારિ કૂખિ છે રે બીજો બેટુ
એહવી રે ચંગાઇ સતી
હાથ માંહી લીધી રે કાતી
પોતાનેં જયાહારે પેટ વાહાતી
ત્યાહારે હાથે વલગો કમલાપતી
માગિ માગિ રે વર
બોલાવ્ય તાહારો કુઅર
આગલિ આવીનેં ઉભો કેલઓ સુંદર
તેડતાં . આવ્યો તંન
આવતાં દીધું આલિગન
પરમેશ્વરે પુત્ર આપ્યો જે પામ્યો હુતો પતંન
બેહૂ જણ હઇડે હરખે
પોતાના પુત્રનેં ન્યરખે
સમીપ તો સ્વામીજીનાં ચરણ દેખિ

## રાગ ઉછવ ધન્યાશી

દીનાનાથ દયા કરી હરિ હેલડી રે
ભવ દુઃખ ભાન્યાં જેહ
શ્રેષ્ટ સગાલ ચંગાવતી હરિ હેલડી રે
પુત્ર કેલૈઉ તેહ
નગરવાશી જે હોઇ હરિ હેલડી રે
તે ઉદ્ધરાએ માહારે સાથિ

અનંતજીએ આપીઉં હરિ હેલડી રે
વૈકુંઠ કેરે નાથ
જે માગ્યું તે આપીઉં હરિ હેલડી રે
સેવકની કીધી સાર
મેડી મંદિર માલિયાં હરિ હેલડી રે
ગોખ જાલિયાં અપાર
ચુરાશી ચઉટાં ભલાં હરિ હેલડી રે
જેહેવાં હુતાં કાંતી મુઝારિ
તેહવાં અંતરિ વાશીયાં હરિ હેલડી રે
જીવન જગદાધાર
કાંતી કેરા લોકડા હરિ હેલડી રે
અંતરિ વાસ અપાર
સગાલપુરી જે સાંભલે હરિ હેલડી રે
નિશ્ચે થાએ નિઃપાપ
પુત્ર વિયોગ તેહનેં નોહે હરિ હેલડી રે
સંપતિ હુએ સર્વ સુખ
તે ઘરિ મંગલ વરતીએ હરિ હેલડી રે
દૂરિ પલાએ દુઃખ
એકમનાં જે સાંભલે હરિ હેલડી રે
તેહેની પોહોચે આસ
બાલાનો સુત વીનવે હરિ હેલડી રે
કર જોડી કહે સૂરદાસ

## રૂઠુજીકૃત

# સગાળપુરી

## રાગ ધંન્યાશી

શ્રી શિવ કાંતી રે નગરી લંગા રે કાર;
વ્રતુલ કમલની રે દશ જોજન વિસ્તાર. ૧
રત્ન કનકમે રે મણિ ગ્રહે જોત પ્રકાશ.
અઘ નહિ લેપે રે જેમ વૃધ્ધકૂઠ કઇલાશ. ૨

### ઢાલ

કૈલાશ સુજનનિવાસ સુર મુનિ વિબુધ જન વિશ્રામ
સુખેત્ર ખિતિતલ, ધરમ અરથ સકામ મોખ અભિરામ. ૩
સપ્ત પુરી માંહાં વિમલ થલ છે કોટિ ઉપમા જોગ.
ખટદશ કલા નવ રસ નિધિઃ સંપૂરણ અખે ભોગ. ૪
તાંહાં શ્રીવંતા શા' શગાલ શેઠે કરૂં પુત્ર વરદાન.
તેહેને સદાશિવ સંતુષ્ટ થઆ. એ અનોપમ આખ્યાન. ૫
તે કુતૂહલ કહૂં વિધિપૂર્વક ભગનરસમહિમા એ.
એ કથા અઘ સવિધ સણી ત્રેતાપ દૂર પલાએ. ૬
તે શગાલ સાત્વિક પૂરવ જન્મે માહા દાતા કરણ;
તે પ્રથમ પેહેલાં આપતો નિત સવા ભાર સોવરણ. ૭
એક સમે દાનેશ્વરીની પરીખા કરી જુગદીશઃ
મધરાત્રે અન્ન જાચૂં અતિત વેખે ઇશ. ૮
કરણ કેહે, "સોવણ લો તો અશંખા છે, સ્વામ!
અન્ન અરથ તો જુધિષ્ઠર ઘેર પધારો જી આમ." ૯
નરપ જુધિષ્ઠર સહુ કુટુંબ'શું જ શ્રેષ્ઠ અન્ન ભખ ભોગ;
તારે કરણ બેઠો કનક ઉપેરઃ કશા કામ ઉપજોગ? ૧૦
તે સમે પ્રભુ અતિત રૂપે પધારા છે તાંહેઃ
"કરણ! કરની ત્રીજના અંગુલિ ઘ્યો મુખ માંહે." ૧૧

મુખ માંહે પંચામ્રત પામો; દુઃખ વિરામૂં; સુખ થઊં.
ગ્રહ કહ્ય'તૂં ધરમનૂં, તે અંતે અવસર ખપ પડૂં. ૧૨

## રાગ રામગ્રી

કરણે વિચારૂં થીર કરી મંનઃ દાન સર્વે માંહાં અદકૂં અન્ન.
કુંજર કોટિ હએ રથ જોડ રે ગૌરી કોટિ કન્યા ક્રોડરે !

## ઢાલ

ક્રોડ ભૂપ પંચાશ મેરુ સમૂલ ચઉદે સ્થાન;
પણ તોહે સમુક તુલાએ ન આવે અન્ન દાન સમાન.
નિવ્રત નહિ જલનિધિએ જાચક, પ્રતિગ્રહે ત્રૈલોક;
કર ધરે આડો અન્નદાનેઃ એક શેરથી સંતોખ.
વસ્તુગત કરી વિવેકવચને સ્તવા વિશ્વાધાર.
તારે કરણ કેહેઃ "એક વાર અંગે મ્રતલોક અવતાર.
સંસાર સવ લેપે નહિ; તુજ ચરણ સુ ચિત્ત એક.
મુને અવર ઇચ્છા છે નહિ કરૂં અન્ન દાન વિવેક."
"જા; હશે પુનરપે જન્મ વાંછિત;" વાએક શ્રી દેવેશઃ
જાંહાં સુધર્મી શ્રીમાલ માહાજન કાંત નગર નિવેશ;
તાંહાં ઉદે શાહા શગાલને ઘેર, ચંગાઈ નિજ નાર.
ચેલણ પુત્ર ત્રૈલોકમોહન ધરમનો અવતાર.
ધનાદ છપન ક્રોડચો શેઠ લખ ટંકા હેમ;
ભંડાર સવ ગ્રહે નિધિ સરખા ધરમ કુશલીખેમ.
શદ હરી દયા એ આશ્યા આચાર શીલ અભિમંન.
બ્રહ્મ ભોજન એક લખ પ્રતંગ નિત અવારિત અન્ન.
સાલ દાલ સો શાક ઘ્રત રસ પંચામ્રત પકવાન
દશે દશા નીરગોખ વરતે શચીત બુધ નીધાંન
અમ્રત અન્ન અપૂરી તુરીત અતીત થઈ સ્વરૂપ
તેની પૂજા અરચ્યા અરઘ પ્રેમે કૂર્શમ ચંદન ધૂપ

ઢાલ

ધ્રૂપ અનુપ. સ્ત્રી, સુત, પોતે સદા સમ્યક અતિ દયા.
પ્રવાહ વેહે જેમ જાહ્નવી, એમ આનદે કૈંએક દિન ગયા.

રાગ કેદારો

એક સમે ઉમઆ વર, અખિલ વિશ્વનો ઈશ,
શંકર કેહેઃ જોઊં શાહ શગાલનુ રે. ૧
જગતી તણા જાચક જન જે નિતે લેતા અન્ન,
તે મનપ્રેરા સરવ અગોપ હવા રે. ૨

ઢાલ

હવા અગોપ. કો કહીએ ન દીસે સાધ સમે મધ્યાન.
સાહસિક શાહાશીરોમણ કીધૂં ભોજન અરથ સ્નાન.
સેવકને કેહે, " આજ અભ્યાગતે, કોહો, ભાઈ! કો નહિ આવા.
વેગે લાવો જાંહાંતાંહાં જઈ." વેગે વીર ચલાવા—
નગરી, પરાં, ગઢ બાઝ, અભિઅંતર, ચઉટાં, ચૌક, પ્રસાદ,
વાપી, કૂપ, તડાગ મનોહર, ગિરિ, ગ્રત, ગુફા અનાદ.
જોગી, જતી, તપી, સંન્યાસી, દિગવાદી, ઉદાસી,
પંચ ગ્રાસી, પવનાભક્ષી, કાશી તીરથ નિવાસી,
સ્થાની પ્રસ્થાની, શમશાની, જ્ઞાની, ધ્યાની ધીર,
બ્રંમચાર જ તપ વિદ્યા અરથે ઉરધ મૂલ તરુ તીર—
કો નવ દીસે. અગાધ વ્રષ્ટિ સજલ ભોમ ભઅભીત.
પાછા વલી કેહે, "સ્વામી મહારા! આજ વાત વિપરીત.
અમો ચરાચર, સ્થાવર જંગમ, જોઆ તાંહાં અસ્વમેવ.
પણ જાચક કો નહિ જુગતીતલ જોગેશ્વર ભૂદેવ."
"તો હવે અશન, કોહો, કેહી વિધે કીજે, જો નવ દીજે દાન?
તાં અતિત વિના અગ્રીખ અન્ન મુજને; અન્ન તે સુરા સમાન.
જો અન્ન આપા વિના જમૂં, તો કેમ સ્વરગે જાઊં?
શો મહિમા હા! મહારા પૂરવેજનો? રોઉરવ નરક પચાઊં.

અહિસ્તાશ્રમને અપ અંન સાધન કાં વલી પર ઉપગાર;
અન્ન પુરખ જીવે પસુપંખી ભોમ ચઢાવે ભાર.
ભાર વચન કરી આણો પ્રતગના; આણા દ્દઢ વિશ્વાસ.
અતિત વિના જમવું નથી." તારે કાંપો ગિરિ કઈલાસ.

### રાગ દેશાખ

તવ નિજ દાસનો રે શ્રી મહાદેવે કલો પ્રસ્તાવ.
શીઘ્ર સાંચરા રે ભૂતલ જોવા ભગત સુભાવ. ૧
પાર ન પામીએ રે 'પુરષ પુરાતમ અવિગત ઈશ,
સ્તવે જેને સુરપતિ રે વિરંચિ મુનિજન સુર તેત્રીસ. ૨
સરજે, સ્થિતિ કરે, રે ! સંગ્રહે ચઉદ ભુવન તે ભૂપ.
વેદ શાહાસ્ત્રનુ રે તવ માહામંગલ નિજ રૂપ. ૩
તિલક નિશાપતિ; રે ! મ્રગમદ ચંદન ચર્ચિત અંગ;
જટા મધે જાહાનવી; રે ! ભૂખણ અહિ; ગિરિજા અર્ધાંગ. ૪
અગ્નિ રવિ શશી રે ત્રિનેત્ર પંચવદન પરિગ્રહ.
પિનાએક પાણમાં રે કટીત્રટિ વાગાંબર ગજચમર; ૫
માલા, મેખલી, રે મુગટ મનોહર કુંડલ કાન.
તામસ તેજનો રે ના'વે સવિતા કોટ સમાન. ૬
પ્રીતે પૂજીએ રે પંકજ પ્રસન મૂખ, વ્રિખભારૂઢ.
જીવન જોગીનૂં રે કેહે કવિ રહેજો માહારે મૂઢ. ૭
શીઘ્રે સાંચરા રે કાંતી નગરી શુભ સ્વસ્થાન.
પદ્મ આસન કરી રે પૂરો શીંગી શબ્દ નિદાન. ૮
શ્રવણે સાંભલી રે રીઝા પસુ પંખી હેમ વેલ.
જન ધાર્તા ગઆ રે. "શાહા શંગાલ ! ન ચિંતા, મેહેલ. ૯
કોઈ ઈશ્વરે રે પૂરો શીંગી શબ્દ નિધાન."
"તો તમે જાઓ રે લાવો પૂજી દેઈ સન્માન." ૧૦
અનુચર વેગેસુ રે આવા રે, જાંહાં બેઠા માહાંત.
દેવાધિદેવનો રે તવ કો નવ જાણે આદ ને અંત. ૧૧

ચરણે નમી સ્તવે રે કોટિક કરુણ દીન વચંનઃ
"પૂજ! પધારીએ રે અમ ઘેર ભખેણ લેવા અન્ન." ૧૨

રાગ

સ્વામીજી વચન તાં વદે છે માહંત. રે!
"તમો સંત ગ્રહે જાવૂં એ કોણ સ્થાનકે રે?"
"સ્વામીજી! કાંતી નગરી પ્રતિં શાહા શગાલ રે
દઆંલ દયા કરો તેને જી." ૧

ઢાલ

"તેને આરત હશે, તો આવશે આસંન"
સેવકે જઈ કહુ સગાલને. ઓહોલાસ પામો મંન. ૨
સમચિત્ત શીઘ્રે સાંચરો; જઈ કરા દણ્ડપ્રણામઃ
"હૂં પતિત ને પાવન કરો. પ્રભુ! પધારો નિજ ધામ. ૩
તવ સન્મિલ લોચન સમાંધ લાગી; વજ્ર આસન ધામ
ખટ શત્રુ ભેદી, પવન રુંધી, શબ્દ શાસ ન સાન. ૪
"હવે, કોહો, કશો ઉપાએ કીજે? જગાવાની જુગત?
અતિત વિના ગએો દિવસ, અનરથ સમે થએો અદભુગ્ત." ૫
તવ તજી તાલી શ્રી કપાલી ખોલ, રાગ ન ઈશ.
શગાલશાહે સ્તુત કરી; લેઈ ચરણે મેહેલૂં શીશ. ૬
"ચતુર્વર્ગ સાધન દરશણ સુર સકલ તીરથની જાત.
ત્રેતાપ વામા. પ્રભુ પામા. વિરામાં અધમાત્ર." ૭
તવ સીધ કહે છે [1]સાહાને "એવડો શો આખેપ?
જે કારજ હોએ, તે કરો સ્તુતિ ભલી સંખેપ." ૮
"સ્વામી! એક વ્રત છે માહરેઃ નહિ અતિત વિના ભેઉં અન્ન.
તે માટે, પ્રભુજી! પધારો, તો દીવડા થાએ ધંન. ૯
જોગી કહે, "હૂં સરોગી છૌં. જીરણતા જઃ ન ત્રાણ.
તે માટે સ્થાવર બલ વિના કેમ કરૂં પંથ પચ્માણ? ૧૦

૧ સાધને

